जद् बेन् क वधार व्यजन अटेरुठा थतेन , अन वच्च यट स्वर थता नाहा, ताहा तीयान् जोळा अक्षर क्तेन्. ओ जोळाक्षर लग्वना रीत अइ छय, क पेला व्यजना पेला पागबीजा आग्वा व्यजन क, तीया छेला पागा हाथे थेट लग्या ना कोष्टक परमाण जो थतेन् , पण केट-लाकाहाम् त मीलिना कोइ वी व्यजना रुप वपराता नाहा, जेव—'क्' न 'ष्' मीलिन् 'क्ष' 'ज्' न 'ञ' मीलिन् 'ज्ञ' वहर

| | त | न | म | य | र | व |
|---|---|---|---|---|---|---|
| क | क्त | क्न | क्म | क्य | क्र | क्व |
| न | न्त | न्न | न्म | न्य | न्र | न्व |
| प | प्त | प्न | प्म | प्य | प्र | प्व |

બે અથવા વધારે વ્યંજન એકઠા થાય છે, અને વચ્ચે કોઇ સ્વર હોતો નથી ત્યારે ત્હેને જોડાક્ષર કહેછે. એ જોડાક્ષર લખવાની રીત એ છે, કે પહેલા વ્યંજનનો પહેલો ભાગ બીજા આખા વ્યંજન કે ત્હેના છેલ્લા ભાગ સાથે હેઠલ લખેલા કોષ્ટક પ્રમાણે થાય છે. પણ કેટલીક વાર મળેલા વ્યંજનમાંથી કોઇનું પણ રૂપ વપરાતું નથી, જેમ ક્+ષ મળીને ક્ષ, જ્+ઞ મળીને જ્ઞ.

पांनमा बोनाम् शब्दाहा पाच वर्ग छन नाम, सर्वनाम, विशेषण, क्रियापद न अव्यय.

બીજી બોલીમાં શબ્દના પાચ વર્ગ છે. નામ. સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ અને અવ્યય.

नाम एटल जम शब्द थके, प्राणी, पदार्थ वंड ओळखातेन् ता जेव--माहुं, कोळा, पाणी, वाय, मन, जोर, भलाइ, राजकोट, दिक्रम, खप

નામ એટલે જે શબ્દ વડે પ્રાણી, પદાર્થ વગેરે ઓળખાય છે તે. જેમ માણસ, ઘોડો, પાણી, પવન, મન. જોર, ભલાઇ, રાજકોટ, વિક્રમ, ખપ ઇત્યાદિ.

जो शब्द नामा ठेकाण आवय तो सर्वनाम जानो. जेव—तिय चोपळा आपी. अइ दाखलाम चोपळी आपनारा ठेकाण 'तिय' इ सर्वनाम लख्यो.

જે શબ્દ નામને ઠેકાણે આવે છે ત્હેને સર્વનામ જાણવું. જેમ-તેણે ચોપડી આપી. એ દાખલામા ચોપડી આપનારને ઠેકાણે 'તેણે' એ સર્વનામ લખ્યું છે.

विशेषण बीजा शब्दा गुण, सख्या वदे बतावट जेव—लाल, पुडा, पाच, पांचमा, लाखा.

વિશેષણ—બીજા શબ્દનો ગુણ, સંખ્યા, વગેરે દેખાડે છે જેમકે લાલ, ભુંડો, પાંચ, પાંચમો, લાંબો.

करना, चालना, थना, भोगवना, अइ वदा शब्द क्रियापद छन्. क्रियापद कन वातचीत, वर्णन जन उक्म कनाम आवहड. अन प्रश्न पुछनाम आवड.

કરવું, ચાલવું, થવું, ભોગવવું, એ વગેરે મતલબના શબ્દ ક્રિયાપદ છે. ક્રિયાપદે કરીને વાતચીત, વર્ણન, અને હુકમ કરવામા આવે છે, અને પ્રશ્ન પૂછવામાં આવે છે.

अव्यय एटल जय शब्दहा रुपाम् कइ वदकट नीं थता, पोता रुप रोज रहइ ता. जेव अन, क, पण, पाह, उप, अर, अेठ, अलवा, धीमा, वाह, ह, ना

અવ્યય એટલે જે શબ્દના રૂપમાં વધઘટ ન થતા પોતાને રૂપે હમેશા રહે છે તે. જેમ, અને, કે, પણ, પાસે. ઉપર, અરે, નીચે, હલવે, ધીમુ. વાહ, હા, ના.

नाम, सर्वनाम, विशेषण, अन क्रियापदा मम रुपाहा. जाला, विभक्ति अन वचन वतेन.

નામ. સર્વનામ, વિશેષણ, અને ક્રિયાપદના ઘણા રૂપને જાતિ, વિભક્તિ અને વચન હોય છે.

जाता बेन् छन्. नर न नारी.

જાતિ બે છે. નર ને નારી.

जो शब्द नरा पेठ बोनाहाय, एटल जीयान् फेना लागय, तों नरजाला. जेव—देव, राजा, आर्था, लाडवा, दोकडा, पोयरो, बोट, को, चाड, रोल, वीजे

જે શબ્દ નરની પેઠે બોલાય છે, એટલે જેને કેવો લાગે છે, તે નરજાતિ. જેમ— દેવ. રાજા, હાથી, લાડવો. દોકડો, છોકરો, બળદ, ઘર, ઝાડ, ખેતર ઇત્યાદિ

जो शब्द वइरे पेठ बोलाहाइ, तो नारीजाता. जेव—वान, वादा, जुव, चोपडी, जल, बिनाळी, ओवडी, जीजी, टार, काड वीजे

જે શબ્દ નારીની પેઠે બોલાય છે, તે નારીજાતિ. જેમ—વાત, બાધા, જુ, ચોપડી, જળો, બિલાડી, વહુ, માગી, ગેરસો, બહેન, ઇત્યાદિ.

विभक्ति एटल एक शब्दा बीजा हाथे नियापदाहा गरद थतावनारा प्रत्यया हायेना नव्दहा रुप जेव—कुमार, नाहान् वाजे

વિભક્તિ એટલે એક શબ્દનો બીજા સાથે ક્રિયાપદનો સમ્બન્ધ દેખાડનારા પ્રત્યય સાથેના શબ્દનાં રૂપ. જેમ-ઘરમાં, માણસને, ઇત્યાદિ.

विमक्ता हात छन्. पेलो, बीजो, तीजो, चोथी, पाचमी, छटी ने हातमी

વિભક્તિઓ સાત છે. પહેલી, બીજી, ત્રીજી, ચોથી, પાચમી, છઠ્ઠી અને સાતમી.

कोइ वगत बेन् क तीन विमक्त्याहा प्रत्यय एक शब्दान लागइ जेव-आमा कुमाइथी, तीयाथी, तीयामरह, वदे.

કોઇ વખતે બે ત્રણ વિભક્તિના પ્રત્યય એક શબ્દને લાગે છે જેમ-મારે, ઘરમાંથી, તેનાથી. તેમાંનાએ, ઇત્યાદિ

एव्हा विमकत्या आवतेन् ताहा एव कवाहाय छटी हाथे तीजो, हातमे हाथे पाचमी, छटी हाथे पाचमी, हातमे न छटे हाथे तीजो

એવી વિભક્તિઓ આવે ત્યારે એમ કહેવાય, ૬ઠ્ઠી સાથે ૩જી, ૭મી સાથે ૫મી, ૬ઠ્ઠી સાથે ૫મી, ૭મી ને ૬ઠ્ઠી સાથે ૩જી.

वचन बेन् छन् एक वचन न बोव वचन

વચન બે છે એકવચન અને બહુવચન

जय शब्दाम् एकपणो वहइ तो एक वचन जेव—मावह, मायलो, बोद. एक करता वधारेपणो वहइ तो बोव वचन जेव—चाडे, आमन्या, कोवे, खायले, पोयर्या.

જે શબ્દમા એકપણું હોય તે એકવચન જેમ-ઝાડ, પગરખુ, બળદ. એક કરતા વધારેપણું હોય તે બહુવચન. જેમ-ઝાડો, આબલીઓ, ઘર, પગરખા, છોકરા.

नामा चार पाग छन्, सामान्य नाम, विशेष्य नाम, भाववाचक नाम न पदार्थ वाचक नाम

નામના ચાર ભાગ છે સામાન્ય નામ, વિશેષનામ, ભાવવાચકનામ અને પદાર્થ વાચક નામ

अ—कइ एक प्राणी क पदार्थ बीजा वते जुदो ओरवाय तो आ जुदो नाम पाडीनो छय तो. एटल जय नामथी खास एकज वतु जाणी हकाय तो विशेष्यनाम छय. जेव—गमीर (છોકરાનું નામ છે) वदलाव (ગામ છે) नर्मदा, बोद, (બળદ) वदे.

કોઇ એક પ્રાણી કે પદાર્થ બીજાથી જુદો ઓળખવાને તેનું જુદુ નામ પાડેલ

હોય છે તે. એટલે જે નામથી ખાસ એક જ વસ્તુ જાણી શકાય તે વિશેષ્ય નામ છે. જેમકે-ગમીર, વટલાવ, નર્મદા, બળદ. ઇત્યાદિ.

ब—जय नाम वते एक ज वरग क जाते वदे हरते गुण वाले अनेक प्राणी क पदार्थ जाणी हजाय ती सामान्य नाम छय. जेव—डोग ( ડુંગર-પર્વત ).

જે નામથી એક જ વર્ગ કે જાતનાં અને અમુક સરખા ગુણવાળાં અનેક પ્રાણી કે પદાર્થ જાણી શકાય તે સામાન્ય નામ છે. જેમકે-પર્વત.

क—पदार्थ हा नामे पदार्थ वाचक छन् . तॉ वदे पदाथ ओलाव तेन. तइ पदार्थ थोडा भाग क वदार भाग तय ज नाम वते ओलाहाइ. जेव—तेन, घी, नोळो, मध. वदे

પદાર્થના નામો, પદાર્થ વાચક છે, તે અમુક પદાર્થ ઓળખાવેછે. તે પદાર્થનો થોડો ભાગ કે ઘણો ભાગ તે જ નામથી ઓળખાય છે. જેમકે-તેલ, ઘી, લોઢું, મધ ઇત્યાદિ.

ड—गुणा नामे क क्रिया हा नामे प्रत्यक्ष वते आपो नजर पडते नाहान् , पण तीया भावा उपथी मालम पडइ तॉ भाव वाचक नाम छय. जेव, क—तीरज, जुडो, हलेहली, पला-पली, बदे

ગુણનાં નામો, તથા ક્રિયાનાં નામો, પ્રત્યક્ષ આપણી નજરે પડતાં નથી, પણ ત્હેના ભાવ ઉપરથી માલમ પડે છે તે ભાવવાચક નામ છે. જેમકે-ધીરજ, જુઠ, દોડાદોડ, પડાપડી ઇત્યાદિ.

વિશેષ્ય નામનાં રૂપ.

कॊ (ઘર)

| એકવચન. | બહુવચન. |
|---|---|
| *कॊ ઘર | नोवे ઘરો, ઘરાં |

* બીજી બોલીમાં પહેલી વિભક્તિનો પ્રત્યય નથી. જેમ કે कॊ ( ઘર ) बोद ( બાંદ ) बा ( બાપ ) चाफा ( આપો ) વગેરે. બીજી વિભક્તિનો પ્રત્યય आन् છે. જેમ बोदान् , कॊआन् , ત્રીજી વિભક્તિમાં કોઇ કોઇ નામને व પ્રત્યય લાગે છે જેમ, कोव, તેમ કોઇ ઠેકાણે નથી પણ લાગતો જેમ बोद ( બાંદે ) ચોથી વિભક્તિમા નર જાતિના નામને हाद પ્રત્યય લગાડતાં પહેલાં आ પ્રત્યય મૂકવો પડે છે. જેમ बोद् + आ + हाद=बोदाहाद, પાંચમી વિભક્તિનો પ્રત્યય थी છે તે લાગતા પહેલા કેટલીક વખતે નામને आ પ્રત્યય લગાડવો પડે છે, ને કેટલીક વાર નથી પણ લાગતો. જેમ—बोदाथी, कोथी. છટ્ટી વિભક્તિનો પ્રત્યય आ જણાય છે. જેમ बोदा. વળી કેટલાંક નામને છેડે आ ને બદલે

| | |
|---|---|
| कोवान् घरने | कोवाहान् घरोने |
| कोव घरे | कोवह घरोએ |
| कोवाहार घरने માર | कोवाहा हार घरोने सार |
| कोथी घरथी | कोवहाथी घरोथी |
| कोवा घरनु | कोवाहां घरोनु |
| कोवाम् घरमां | कोवाहाम् घरोमां |

बोद—બળદ

| એકવચન | બહુવચન |
|---|---|
| बोद બળદ | बोदहं બળદો |
| बोदान् બળદને | बोदाहान् બળદોને |
| बोद બળદે | बोदह બળદોએ |
| बोदा हार બળદ સાર | बोदाहा हार બળદો સાર |
| बोदाथी બળદથી | बोदाहाथी બળદોથી |

---

वा પણ લાગે છે. જેમકે कोवा. સાતમી વિભક્તિનો પ્રત્યય आम् છે, ને ઘણું કરીને એ જ પ્રત્યય બધા નામને લાગે છે. જેમકે कोवाम्, बोदाम्

ઉપર પ્રમાણે વિભક્તિના એક વચનના પ્રત્યય કહ્યા, હવે બહુવચનમા કયા પ્રત્યય લાગે છે, ત્હેનો વિચાર કરીએ.

પહેલી વિભક્તિના બહુ વચનનો પ્રત્યય वे છે. [illegible] 'ह' પણ લાગે છે कोवे, बोदहं. બીજી વિભક્તિનો પ્રત્યય 'हान्' છે, [illegible] ગતા પહેલા નામને आ પ્રત્યય જોડવા પડે છે જેમ बोदाहान्. ત્રીજી વિભક્તિનો [illegible] हं જણાય છે, જેમ कोवहं, बोदह. ચોથીનો પ્રત્યય वार છે, પણ તે લગાડતા પહેલા [illegible] મને हां પ્રત્યય લાગેલો જણાય છે જેમ कोवाहां हार. પાંચમી વિભક્તિનો પ્રત્યય थी છે, પણ તે લગાડતા પહેલાં કોઇક નામને છેડે वाहं અને કોઇ નામને છેડે आहा પ્રત્યય જોડવા પડે છે. જેમકે—कोवाहथी, बोदाहाथी. છઠ્ઠીનો પ્રત્યય आहा છે જેમ बोदाहा. સાતમી વિભક્તિનો પ્રત્યય हाम् છે. પણ તે જોડતા પહેલા आ લાગે છે. જેમ बोदाहाम्, कोवाहान्.

આ પ્રમાણે નરજાતિ નામના એકવચન તથા બહુવચનના વિભક્તિઓના પ્રત્યય કહ્યા, પણ આ પ્રત્યય નારી જાતિને લાગુ પડતા જણાતા નથી. ત્હેના પ્રત્યયે જુદા જણાય છે, ને આ બધાનુ વિવેચન એટલું બધુ છે, કે તે વિષે જો સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરવા બેસીએ તો સંસ્કૃત વ્યાકરણ જેટલુ લબાણુ વિવેચન થઇ શકે. સ્થળ સંકોચને લીધે તે હાલ તો બધ રાખ્યું છે.

| | |
|---|---|
| बोदा બળદનું | बोदाहा બળદોનું |
| बोदामू બળદમાં | बोदाहामू બળદોમાં |

ओवळी—વહુ

| એકવચન | બહુવચન |
|---|---|
| ओवळी—વહુ | ओवळेहे—વહુઓ |
| ओवळीन्—વહુને | ओवळेहेन्—વહુઓને |
| ओवळे—વહુએ | ओवळेहें—વહુઓએ |
| ओवळे हार—વહુ સારૂ | ओवळेहें हार—વહુઓ સારૂ |
| ओवळेथी—વહુથી | ओवळेहेथी—વહુઓથી |
| ओवळे—વહુનો | ओवळेहें—વહુઓનો |
| ओवळीम्—વહુમાં | ओवळीहीम्—વહુઓમાં |

वाइ—બહેન

| | |
|---|---|
| वाइ—બહેન | वाया—બહેનો |
| वाइए—બહેનને | वायेहे—બહેનોને |
| ,, બહેને | वायेहें—બહેનોએ |
| वाइएहार—બહેન સારૂ | वाइयेहेहार—બહેનો સારૂ |
| वाइयेथी—બહેનથી | वाइयेहेथी—બહેનોથી |
| वाइये—બહેનનું | वाइयेहे બહેનોનું |
| वाइम्—બહેનમાં | वाइहीम्—બહેનોમાં |

बा—બાપ

| એક વચન | બહુ વચન |
|---|---|
| बा—બાપ | બહુ વચન થતું નથી |
| बाआन्—બાપને | |
| बाइसे—બાપે | |
| बाइसाहार—બાપ સારૂ | |
| बाइसाथी—બાપથી | |
| बाइसा—બાપનું | |
| बाइसाम्—બાપમાં | |

चाचा—બાપો

| | |
|---|---|
| चाचा—બાપો | બહુ વચન થતું નથી. |

चाफान—આપાને

चाफाप—આપે, આપાએ

चाफाहाद—આપા માટ

चाफार्था—આપાથી

चाफा—આપાનું

चाफाम—આપામા

ગાળો—ગાડુ

गाळों—ગાડું

गाळान्—ગાડાને

गाळ—ગાડાએ, ગાડે

गाळा हारू—ગાડા સા

गाळाम्—ગાડાથી

गाळा—ગાડાનુ

गाळाम्—ગાડામા

गाळें—ગાડા

गाळाहान्—ગાડાને

गाळाह—ગાડાએ

गाळाहां हारू—ગાડા સારૂ

गाळिंहावने ગાડાથી

गाळाहा—ગાડાનુ

गाळाहाम्—ગાડામા

थापा—ધોનાનો પાયો, પાઠઓ

थापी—પાઇયો

थापान्—પાઇયાને

थापे પાઇયાએ

थापेहारू—પાઇયા સારૂ

थापिवते—પાઇયાથી

थापे—પાઇયાનુ

थापीम्—પાઇયામા

थाप्या—પાઇયા

थापीहीन्—પાઇયાને

थाप हे—પાઇયાએ

थापेह हारू—પાઇયા માટે

थापेंह वते—પાઇયાવતી, પાઇયાથી

थापेंहें—પાઇયાનુ

थापाहीम्—પાઇયામા

केटलेक नामे एक वचनमीन रतेन जेव—वा, वादु, तरथी, कपा, जारों, इग, हुरत, बदे

કેટનાક નામ એકવચનમા જ રહે છે, જેમ-ઘી, માગી ધન્તી, કપાસ, જીરૂ, હીંગ, સુરત ઇત્યાદિ

केटलेक नामे बाव वचनमीन रतन् जेव—घम, ता, मरीए, अव्द बदे

કેટલાક નામ બહુવચનમા જ રહે છે, જેમ—વહુ, તન, મરી, આદ, ઇત્યાદિ.

सर्वनाम

छ शब्दान् सर्वनामाम् गणेन्, जेव—अह, तु, तो, ता, इ, आप, कउ

ક શબ્દોને સર્વનામમાં ગણ્યા છે, જેમ, હું, તું, તે. એ આપણ, કોણ.

પહેલો પુરુષ અહ–હુ

| એકવચન | બહુવચન |
|---|---|
| आय—હુ | अमे—અમે |
| मन—મને | आमान्—અમને |
| मये—મે | अमहे—અમોએ, અમે |
| माहार्—મારા માટે | आमाहार—અમારા માટે |
| मार्थी—મારાથી | आमार्थी—અમારાથી |
| मा—મારુ | आमा—અમારુ |
| ममंइ—મારામાં | आमाम्—અમારામાં |

બીજો પુરુષ तु, तो,–તુ

| | |
|---|---|
| तु—તુ | तमे—તમે |
| तनी—તને | तमान्—તમોને |
| तें—તે | तम—તમોએ |
| तोहार्—તારા માટે | तमाहार—તમારા માટે |
| तोथी—તારાથી | तमाथी—તમારાથી |
| ता—તારુ | तमा—તમારુ |
| तोमइ—તારામાં | तमाम्—તમારામા |

ત્રીજો પુરુષ, ती–તે

| | |
|---|---|
| ती—તે | ता—તેઓ |
| तीयान—તેને | तीयान्—તેઓને |
| तीये—તેણે | तायहा—તેઓએ |
| ताया—તેને માટે | तायाहा—તેઓને માટે |
| तीयाथी—તેનાથી | तायाथी—તેઓથી |
| तीया—તેના | तीया—તેઓનુ |
| तीयाम—તેમા | तीयाम—તેઓમા |

પહેલો પુરુષ બહુ વચન—आप—આપણ

आंप—આપણુ

आपान्—આપણને
आपे—આપણે
आपो—આપણે માટે
आपोथा—આપણાથી
आपो—આપણ
आपाम—આપણામા

आजो पुरुष एकवचन. कलु—કોણ.

कलु—કોણ
कलान्—કોને, કેને
कल—કોણે, કેણે
कला—કોના માટે, કના માટે
कलाथी—કોનાથી, કેનાથી
कला—કોનો, કેનો
कलाम—કોનામા, કેનામા

जय शब्दा गुण, सम्या बदे विशेषणया बतावतेनु तम शब्दानु विशेष्य कनेन जेव—लाल कोळा, इयाम ' लाल ' इ विशेषण अन ' कोळा ' इ विशेष्य छइ

જે શબ્દનો ગુણ, સંખ્યા વગેરે વિશેષણથી જણાય છે, તે શબ્દને વિશેષ્ય કહે છે, જેમ—લાલ ઘોડો. એમાં 'લાલ'. એ વિશેષણ અને 'ઘોડો' એ વિશેષ્ય છે.

पोनमा बोलीमा नाम बदे हरेक जाते शब्दा गुण, विशेषण बतावतेन जेम—लाल कोळा, मेला तो, बोव हारा, अललाव चाल, थोड रम.

બીજી બોલીમા નામ વગેરે હરેક જાતના શબ્દનો ગુણ, વિશેષણ બતાવે છે. જેમ રાતો ઘોડો, પેલો તે. ઘણો સારો, ધીમો ચાલ. થોડું લ્હીને

विशेषण बेन प्रकारा छइ १. जिया ठेळ जात बतावनाग आ अन 'इ' वतेनु. जेव—पुडा, पुडी.

વિશેષણ બે પ્રકારના છે. જેને છેડે જાતિ દેખાડનાર, 'આ', અને 'ઇ' હોય છે જેમ—બુડો, બુડી

जे बेन् जातिहिम बरोबर छन्

જે બે જાતિમા બરોબર છે.

### क्रियापद

जइ मूला रूपथी क्रियापदा जुदे जुदे रूपे वर्तेन्, तइ मुला नाम् तातु पाडयों. जेव–अपाट, आपता, आपना, अपार्या, अइ यव्हां तातु ‘आप’. अन लग्गायइ, लग्गावी, लग्गा-याय, इया तातु ‘लखाव’.

જે મૂળ ઉપરથી ક્રિયાપદનાં જુદાં જુદાં રૂપ થાયછે, તે મૂળનુ નામ ધાતુ પાડ્યું છે. જેમ–આપેછે, આપતો, આપવુ, અપાય, અપાશે, એ સર્વનો ધાતુ ‘આપ’ અને લખાવે છે, લખાવશે, લખાવાશે, એનો ધાતુ ‘લખાવ’.

क्रियापदा अर्थ प्रमाण तीया तातुवा येन् प्रकार छन्. सकर्मक एटल जीया कर्ता, *क्रिया बीजा माहा क वस्तुवे उप लागु पडइ तइ. जेव—लख, बोलाव, वेच, बहाव, फेरव.* अकर्मक एटल जीया कर्ता क्रिया कर्तामीज रन् बीजा उप लागु पडता नाहा. जेव—ज, यह, पड, छता.

ક્રિયાપદના અર્થ પ્રમાણે તેમના ધાતુના બે પ્રકાર છે. સકર્મક, એટલે જેના કર્તાની ક્રિયા, બીજા માણસ કે વસ્તુ ઉપર લાગુ પડે છે તે. જેમ–લખ, બોલાવ, વેચ, બેસાડ, ફેરવ. અકર્મક, એટલે જેના કર્તાની ક્રિયા કર્તામાં જ રહીને બીજા ઉપર લાગુ પડતી નથી. જેમ–જા. બેસ, પડ, સંતા.

#### સકર્મક ક્રિયાપદનાં વાક્ય.

पोयरो दाक खाहाय—છોકરો ગેટલો ખાય છે.
वाघ गाइन माइ—વાઘે ગાય મારી.
थिनाळी दूध पीन्हइ—બિલાડી દૂધ પીએ છે.
बोद खड चरइ—બળદ ખડ ઘાસ ચરે છે
चान्ने गोम्या कतन—પક્ષી માળા કરે છે.
पोयरा चोपळी पणइ—છોકરો ચોપડી ભણે છે.
बोक्डे दूध आपतेन—બકરી દૂધ આપે છે.
पीसम चाड वाज्यो—ભાવે ઝાડ કાપ્યુ
मरदार वीग नेहाइ—સરદાર વેરો લે છે.
आइ छाह ताणय—સ્ત્રી છાસ તાણે છે.

#### અકર્મક ક્રિયાપદના વાક્યો.

आइ गेताम गीया—બેનમા ગયો.
गाइ नाहाइ—ગાય નાસે છે

हग्गो नहर—ઝરણ દોડે છે.
मनेके पछेन—*ટીબારનું પડવું.
टेकक हनाहार—ટેકરાં મંનાય છે.
कदी वहर—કઠી થાય છે.
पोयरी कुमार छह—છોકરી ઘરમાં છે.
पोयरो बरावा मुट गायो—છોકરો નાવથી મરી ગયો.
खेतामर्थी गाइ उदर—ખેતરમાંથી ગાય ઉડે છે.
चाद्र चाळाय चख्या—ચાંદરો ઓટે ચડયો.

तातुवे उप्र प्रत्यय आवीन केटलाक शब्द वतेन्. तीया हां नाम कृदंत पाड्यो. तीयामहा घोव पोता अर्थ प्रमाण नाम, विशेषण, अन क्रियापदा ठेकाण वपराय अन तीयान् जाति, वचन, लागे. जेव—करता, कर्यो, करतो, करतो, करनार, करती, वदे.

ધાતુ ઉપર પ્રત્યય આવીને કેટલાક શબ્દ થાય છે, તેમનું નામ કૃદંત પાડેલું છે તેમાંના ઘણા પોતાના અર્થ પ્રમાણે નામ, વિશેષણ અને ક્રિયાપદને ઠેકાણે વપરાય છે, અને તેમને જાતિ વચન લાગે છે, જેમકે—કરવો. કર્યો. કરતો, કરેલો, કરનાર. કર્યા, કરતી ઇત્યાદિ.

केटलेक क्रियापदे बीजा क्रियापदा हारे आवीन् पेल्ग अर्थाम कइ वधार घनावट माट तीयाहान सहायकारक क्रियापद चवेन. एम महायकारक क्रियापदाहा अर्थाम् कइ फेर पवद, न कंइ ना पवता. अन पोत जय क्रियापदा हारे आवद, तीया कृदंत वपराद. जेव—लखना मांडयो, वहतना वहींआ, जता रीयावद, वदे. एवी रीत क्रियापद आवन् ताहां एक एक जुदो गेन तीया पदच्छेद करो.

કેટલાંએક ક્રિયાપદ બીજા ક્રિયાપદની જોડે આવીને પહેલાંના અર્થમાં કંઇ વધારો બનાવે છે, માટે તેમને સહાયકારક ક્રિયાપદ કહેછે એવાં સહાયકારક ક્રિયાપદના અર્થમાં કાંઇક ફેર પડે છે ને કાંઇક નથી પડતો. અને પોતે જે ક્રિયાપદની જોડે આવે છે તેનો કૃદંત વપરાય છે. જેમ—લખવા માંડ્યું, બેસતો હતો, જતો રહ્યો હશે, વગેરે. એવી રીતે ક્રિયાપદ આવે ત્યારે એક એક જુદું લેઇને તેનું પદચ્છેદ કરવું.

क्रियापदा पेद, काल, पुरुष, जाति न वचन वतेर

ક્રિયાપદને ભેદ, કાળ, પુરુષ, જાતિ અને વચન હોય છે

---

* એક જાતના વૃક્ષનું ફળ છે

पेद बेन् छन. मूल पेद, न शास्य पेद. जेव—लखइ, वांचो, खादो, इं मूल पेद अन लखाइ, वंचाइ, इं शास्य पेद

ભેદ બે છે. મૂળભેદ ને શક્યભેદ, જેમ-લખે છે. વાંચશે. ખાધું, એ મૂળભેદ અને લખાય, વંચાશે, એ શક્યભેદ.

छइ, अतो, क वइ, एव नक्की बतावइ, ती मूळपेद जानों.

છે, હતું કે થશે, એવું નક્કી બતાવે છે, તે મૂળભેદ જાણવો.

वइ, चयों, क वइ एवो जा बतावइ, जा कर्मणी वाच्य छइ, ता शक्यपेद जानो.

થઇ શકે, થઇ શક્યું કે થઇ શકશે, એવું જે બતાવે છે અથવા જે કર્મણી વાચ્ય છે તે શક્યભેદ જાણવો.

મૂળભેદનાં વાક્ય.

अइ टाक खाहु—હું રોટલો ખાઉં છું.
तु वोद आक—તું બળદ હાંકે છે.
बिनाळी दूध पीहइ—બિલાડી દૂધ પીએ છે.
कुतरो पोंहाइ—કુતરો ભસે છે.
कबुतर उडइ—કબુતર ઉડે છે.
चुटी चाडाप चळइ—ખીસકોલી ઝાડે ચઢે છે.
खाटनाम माकण कैटइ—ખાટલામાં માંકણ કરડે છે.
तोंवी लुगळे तोवइ—પોણી લુગડાં ધુએ છે.
वाघ वाळीम् गीया—વાઘ વાડીમાં ગયો.
आमापर्थी आंबे पळेन—આંબેથી કેરીઓ પડી.
रजपुत नोक ताडी पींतेन्—રજપૂત લોક તાડી પીએ છે.
पींनमा दाणा चोरतेन्—ભીલ દાણા ચોરે છે.
वाघ गाटन् तीहाइ—વાઘ ગાય પકડે છે.

શક્ય ભેદના વાક્ય

मार्गा गाम जवाहाइ—માગથી ગામ જવાય છે.
तोंथी पळको खवाइ—તાગથી ઘેંસ ખવાશે.
तीयाथी नारडों वळाइ—તેનાથી લાકડું વઢાશે.

કૃદંત—મુ—મર, જના—જ્ન, વઢ—કાપ, પણાં—ભણાવ, બંદા—બ'ધા, પોહ—બેસ, તોવ—ધો, પઢ—પડ, પીના—પી, તી—પકડ.

ખા ધાતુનું રૂપાખ્યાપન, મગબેદ

| એક વચન | બહુ વચન |
|---|---|
| ૧. પુ. અઇ સાહુ—હુ ખાઉ છુ. | અમે સાર્ઝા—અમે ખાઇએ છીએ. |
| ૨. પુ. તુ સાહા—તું ખાય છે. | તમે સાલા—તમે ખાઓ છો. |
| ૩. પુ. તાં સાહાઇ—તે ખાય છે. | તી સાતેન—તેઓ ખાય છે. |

અનિયમિત વર્તમાન કાળ.

| | |
|---|---|
| ૧. પુ. અઇ સાઉ—હુ ખાઉં | અમે સાર્ઝા—અમે ખાઇએ. |
| ૨. પુ. તુ સાહા—તું ખાય. | તમે સા—તમે ખાઓ. |
| ૩. પુ. તા સાઇ—તે ખાય. | તાં સાઇ—તેઓ ખાય. |

વિધિવર્તમાનકાળ.

| | |
|---|---|
| નરજાતિ સાના—ખાવો. | સાનાં—ખાવા |
| નારીજાતિ સાવો—ખાવી. | સાને—ખાવીઓ. |

ભૂતકાળ.

| | |
|---|---|
| નરજાતિ—સાદા—ખાધો. | સાદયાન—ખાધા. |
| નારીજાતિ—સાદો—ખાધી. | સાદેન—ખાધીઓ. |

અનિયમિત ભૂતકાળ

| | |
|---|---|
| ૧. પુ. અંઇ સાતના—હું ખાતો. | અમે સાતનાન્—અમે ખાતા. |
| ૨. પુ. તુ સાતના—તું ખાતો. | તમે સાતાનાન્—તમે ખાતા. |
| ૩. પુ. તાં સાતનાં—તે ખાતો. | તા સાતનેન—તેઓ ખાતા. |

સંકેત ભૂતકાળ

| | |
|---|---|
| ૧. પુ. અઇ સાત—હુ ખાત. | અમે સાતાન્—અમે ખાત. |
| ૨. પુ. તુ સાત—તુ ખાત. | તમે સાતાન્—તમે ખાત. |
| ૩. પુ. તાં સાત—તે ખાત. | તાં સાતેન્—તેઓ ખાત. |

ભવિષ્યકાળ

| | |
|---|---|
| ૧ પુ. अइ खाही—હુ ખાઇશ | अमे खाहु—અમે ખાઇશું |
| ૨ પુ तु खाज—તુ ખાઇશ | तमे खाजा—તમે ખાશો |
| ૩. પુ ता खाइ—તે ખાશે. | ता खान—તેઓ ખાશે |

तोवु—ધોવુ

વર્તમાન કાળ

| | |
|---|---|
| ૧ પુ अइ तोवुहु—હુ ધોઉ છુ | अमे तोवजा—અમે ધોઇએ છીએ |
| ૨. પુ तु-तो-तोवह—તુ ધુએ છે | तमे तोवा—તમે ધુઓ છો |
| પુ ૩ ता तोवहट—તે ધુએ છે | ती तोवनहेन—તેઓ ધુએ છે |

અનિયમિત વર્તમાન

| | |
|---|---|
| ૧ પુ अइ तोवु—હુ ધોઉં | अम तोवजा—અમે ધોઇએ |
| ૨ પુ तो ताव—તુ ધુએ | तमे तोवा—તમે ધુઓ |
| ૩ પુ ता तोवइ—તે ધુએ | ता तावन—તેઓ ધુએ |

વિધિવર્તમાન

| | |
|---|---|
| નરજાતિ तोरा—ધોરો | तावेन्—ધોરા |
| નારીજાતિ तोवा—વાવી | तोव्यान्—ધોરીઓ |

ભૂતકાળ

| | |
|---|---|
| નરજાતિ ताव्यों—ધોયો | तावेन—ધોયા |
| નારીજાતિ तावा—ધોઇ | ताव्यान—ધોઇઓ |

સંકેત ભૂતકાળ

| | |
|---|---|
| ૧ પુ अइ तोवत—હુ ધુઅત | अम नोवत—અમે ધુઅત |
| ૨ પુ तु तोवन—તુ ધુઅન | तम नोवन—તમે ધુઅન |
| ૩ પુ ता तावन—તે ધુઅન | ता तोवन—તેઓ ધુઅત |

ભવિષ્યકાળ

| | |
|---|---|
| ૧ પુ अइ तावीहा—હુ ધોઇશ | अम तावुहु—અમે ધોઇશું |

| | |
|---|---|
| ૨. પુ તુ તોવજ—તું ધોવે. | તમે તોવાહા—તમે ધોઓ. |
| ૩. પુ. તાં તોવાં—તું ધોવે. | તાં તોવોંન્—તેઓ ધોવે |

क—કરવું

વર્તમાન કાળ

| | |
|---|---|
| ૧. अंड क्हु—હું કરૂછું. | अमे कजांहां—અમે કરીએ છીએ. |
| ૨. तु क्ह—તુ કરેછે | तमे क्या—તમે કરોછો. |
| ૩. ता क्हइ—તે કરેછે | ता क्तेन्—તેઓ કરેછે. |

અનિયમિત વર્તમાન

| | |
|---|---|
| ૧. अंड कथ्—હું કરૂં. | अमे कजां—અમે કરીએ. |
| ૨ तों कइ—તુ કરે. | तमे का—તમે કરો |
| ૩. तां कइ—તે કરે. | ता कन—તેઓ કરે. |

વિધિ વર્તમાન.

| | |
|---|---|
| નરજાતિ कना— કરવો | कन्या— કરવા. |
| નારીજાતિ कइ—કરવી. | कना—કરવીઓ. |

ભૂતકાળ.

| | |
|---|---|
| નરજાતિ. क्या—કર્યો | कयान्—કર્યા. |
| નારીજાતિ. कइ—કરી | कंद्यान्—કરીઓ |

અનિયમિત ભૂત.

| | |
|---|---|
| ૧. अइ क्ना—હું કરતો. | अमे क्तान्—અમે કરતા |
| ૨. तो कता— તું કરતો | तमे क्तान्—તમે કરતા |
| ૩ ता क्नो—તે કરતો. | ता क्तेन्—તેઓ કરતા. |

સંકેત ભૂતકાળ

| | |
|---|---|
| ૧ अइ क्त—હું કરત | अमे कतनान्—અમે કરત. |
| ૨ तो कत—તુ કરત | तमे कतनान्— તમે કરત. |
| ૩ ता कत—તે કરત | ता क्तनेन्—તેઓ કરત. |

કેવળપ્રયોગી અવ્યય એટલે મનમા હર્ષ, શોક, અચંબો, નવાઇ વગેરે ઉપજ્યાથી જે બોલ છૂટા બોલાયછે તે જેમ-અરે, ઓ (હે) ચુપ જો, બમ, રે, માયે.

शब्द योगी अव्यय एटल जा अव्यय शब्दान् जोडाहनो यहै अन जीय क्रियापदा हावे सब र रास्तइ ता जेव—आग, चाहुमग, उप, कनी, तल, पाछ, मले, हामो, हाद, लीध, रता, बळे, होत.

શબ્દયોગી અવ્યય એટલે જે અવ્યય શબ્દને જોડાએલા હોય અને જે ક્રિયાપદ સાથે સંબંધ રાખે છે તે જેમ-અગાડી, આમપાસ, ઉપર, કને, નીચે, પછવાડે, ભેળે સામું, કાજે, લીધે, કરતા, વડે, ભેત (સહિત)

क्रियाविशेषण अव्यय एटल जा अव्यय वखत, ठेकाणु, रीत, क्रिया वदे वतावता छता क्रियापदा गुण वतावइ ती

ક્રિયાવિશેષણ અવ્યય એટલે જે અવ્યય વખત, ઠેકાણુ રીત, ક્રિયા વગેરે બતાવતા છતા ક્રિયાપદનો ગુણ બતાવે છે તે

વખત બતાવનારા ક્રિયા વિશેષણ અવ્યય —अम અત્યારે, अंटलाम-એટલામા, कद-ક્યારે, जह-જ્યારે, पोर-પહોર (આવતુ વર્ષ), अम-હમણા, ओवा-ઓણ (આ વર્ષે).

ઠેકાણુ બતાવનારા ક્રિયા વિશેષણ અવ્યય —आया-આમ. आग-આગળ, आयें-અહીંયા, उच-ઊંચે, वप-ઉપર, काइ-કો, जाय-જ્યા, त्ताय-ત્યા, तले-તળે, एट-હેઠળ, નીચે, कनी-પાસે

રીત બતાવનારા ક્રિયાવિશેષણ અવ્યય.—आथा-આમ, केव-કેમ, जेव-જેમ, तेव-તેમ, अल्वा—હળવે

નકાર દેખાડનારા ક્રિયાવિશેષણ અવ્યય —नीं—નહિ, नी—ના, नग—ના

બીજા પરચુરણ અવ્યય —चेव-જેમ, थोडो-જરા, वोव—બહુ अद्वेच-અધવચ

वाक्य वेन् प्रकारा वनेन, अेकारी व सयुक्त एकारी वाक्य एटल जीयाम एक एक क्रियापद नकी वय ता. कर्म वय क नीं वय जेव—राना निराजीना छय, कीदा

ભીલી બોલીનાં ક્રિયાપદ.

| ભીલી. | ગુજરાતી. | ભીલી. | ગુજરાતી. |
|---|---|---|---|
| डंगना | નહાવું | गटक्यो | ગટક્યો |
| जहाइ | જાય છે | पम्यो | ભમ્યો |
| फान्यो | જોયું | दमाहाइ | મારે છે |
| कड | કરશે | जोव्टइ | જોડે છે |
| चानय | ચાલે છે | घडई | ઘડે છે |
| मागय | માગે છે | ओर्यो | વહોર્યો. લીધો |
| कहइ | કહે છે | रई | રહેશે |
| दांया | જાણ્યો | हामळइ | સાંભળે છે. |
| जाहाइ | જાણે છે | काड्यो | કાઢ્યો |
| ढाकी | ઢાકશે | नेडजना | લઇ જવું |
| नाळइ | વાઢશે, કાપશે | बांदा | બાંધીન્યો |
| चीआगाइ | નાશે, ભાગશે | फारइ | ફરે છે |
| लगया | ધરાયો | बठा | બેઠો |
| चाग्इ | ચારે છે | बान्दना | બાંધવું |
| नेद्द जाड | પેઠ જવું | रनेन | વસે છે |
| वना | થયો | पेटरान | બેઠ્યા |
| वानो | વાગી | गाहइ | ગળે છે |
| पकड | પકડ | हन्नेन | હાલે છે |
| पोहइ | ભરે છે | दोहइ | દળે છે |
| जदइ | જીરે છે | केवइ | કરડે છે |
| हमजइ | સમજે છે | सुन्या | સૂણ્યો |
| बोनना | બોલવું | दुवइ | દુહે છે |
| पहइ | પેસે છે | सुला | સુતર્યો |
| फाळ्यो | ગાળ્યો | तोब्यो | ધોયું |
| पोगव्यो | ભાગવ્યું | अगड | ઉગે છે |
| वतोइ | હોય છે | लेना | લેવું |
| तारइ | ધારણ કરે છે | तायों | ધાવું |

| ભીલી. | ગુજરાતી. | ભીલી. | ગુજરાતી. |
|---|---|---|---|
| टोपर्ना | ટોપલી | तीन | ત્રણ |
| टेका | ટેક | तोलां सुरली | ધોળી મુસળી |
| टोगला | ટગલો | तुरा | તુરેશ |
| टाकणो | ટાંકણું | ताळ्वो | તાલવું |
| टेमलो | તાંદુલજો. ઝરખલો | तांता | તેતર |
| टांट | ટેટુ | तमाक | તંબાકુ |
| ठोहरांयां | થોર | तोंगा | હાંસડી |
| टोबो | થકોરું | तगडो | સિપાઇ |
| डोगरे | ડગરના બીજ | थांगलो | થીગડું |
| डाग्यां, डाहस्यां | ડાળાં, ડાળીઓ | थळ | થડ |
| डोंग, डांग, | ડુંગર | दुधीलो | દુધીનું શાક |
| डोळ्यो | ડોળીયુ | दीह | સુરજ |
| डोळा | મકાઈ | दली | દડી |
| ढेढ | પેટ | दोरो | દોરડું |
| ढोको | ડોકું | दी | ખાંધીઆ |
| डाभला | દર્ભ. ડાભ. દાભ | दीवा | દીવો |
| डालम | દાડમ | देवतरया | દેવતરસ્યો પક્ષી |
| डगरे | ઢેર | दातु | દાતણ |
| तरधी | ધરતી, જમીન | दातेळो | દાતરડું |
| तरफळे | તાડના ફળ ની ગોટલી | नोट | શેટ |
| ती | તલ | नोरयो | નોળીયું |
| तनेल्या | ટીમરૂનું ઝાડ | लोडो | લોઢું |
| नींगों | નીંભું | नळीये | નળીયાં |
| थानवे | થાનજાં | नीम्बो | લીંબુ |
| तोलों | ધોળું | नाको | નાક |
| ताल | તાડ | नग | નહિ |
| तींननो | બાનું | नाहा | નથી |
| तेन | તેલ | नार्ची | નાથડી |
| तानर्ो | ઢલેડુ | लुगडो | લુગડું |

પટેલ દહ દીહે[1] આવછે, ,,
પટેલ આવછે ને આપ છે, ,,
પટલેણને કેરી છહ[2] હેળમાં[3], ,,
પટેલ આવછે ને કાળ છે, ,,
પટેલ હાથી કોબો[4] આલ છે ,,
અમે રાજી વઇને[5] લઇહું ,,

લગ્નનાં ગીત.

ઇયામ ક્યો રાહ[6] જોવેરે, ઝરમલીયા
ઇયામ પુનીયો રાહે[9] જોવેરે, ,,
કેળી[7] આંખનો રે, મરડી[8] મુછનો રે, કોળે
બેસીને આવે રે. ઝરમલીયા
ઇમને આકો[9] મારા[10] તેડા રે, ,,
ચોપળે વાંચતા ની આવજો રે, ઝરમલીયા.

૨

બાઇ તન[1] ગરાસીઆ પઇણાવુ, વ છોબા છલીયો[2] વા ગય
બાઇ તન ગરાસીવા પઇણાવુ, વ છોબા છલીયો વા ગય.
ઇત[3] ખાલપા પોયરો છય, વ બાઇ છોબા છલીયો વા ગય
બાઇ તુત[4] રાજા બેટી વ છોબા છલીયો વા ગય
બા તુત રાજા બેટી, વ, ,,
બાઇ તન ગરાસીયા પઇણાવુ. વ, ,,
ઇત ડેબરો[5] પોયરો છય, વ બાઇ, ,,
ઇત ડેબરો પોયરો છય, વ બાઇ, ,,
બાઇ તન ગરાસીયા પઇણાવુ વ ,,

પ્રસ્તાવિક ગીત.

મીતર ૧

ડુંગર ઉપર મરચી તીના ઝીણા ઝીણા પાલા[1] રે
મને નાચાનો રંગ લાગ્યો, મને પીદાનો[2] રંગ લાગ્યો રે

૨

મુંયે[3] મેન્યોં[4] રીંગણો,[5] બોહીત[6] કાળ્યો તળખુડો[7]

૧ દીવસ. ૨ ઘેરી. ૩ હેડમાં. ૪ ઘોડા. ૫ થઇને. ૬ રાય. ૭ કરડી. ૮ મરડી. ૯ હાક, સાદ. ૧૦ મારી.

૧ તને. ૨ એક જાતનું હાથે પહેરવાનુ પિતળનુ ઘરેણું. ૩ તે. ૪ તું. ૫ મ્હોટા પેટનો.

૧ પાનાં. ૨ પીધાનો. ૩ બોયે. ૪ મેલ્યું. ૫ રીંગણું. ૬ બોહી. ૭ તડબૂચ

પુંયે મેન્યો રીંગણો, ખોદીત્ કાઢ્યો તળખુછો
ખજ મેન્યા કોદાલા, ખોદીત્ કાઢ્યો તળખુછો
ખજ મેન્યા કોદાલા, ખોદીત્ કાઢ્યો તળખુછો
પુંયે મેન્યો રીંગણો, ખોદીત્ કાઢ્યો તળખુછો
ખજ મેન્યા કોદાલા, ખોદીત્ કાઢ્યો તળખુછો

૩

પાલો[૮] કુદી પજી[૯] હો ગુજરી ગોકુરની
પાલામથી પાલી કોદરા કાઢ્યા હો ગુજરી ગોકુરની
જોદ કુપળ[૧૦] ચાટક્યાન[૧૧] હો ગુજરી ગોકુરની
જોદના ખાધણીએ છુંદયાન હો ગુજરી ગોકુરની.
જોદની ચંટીએ દીયાન[૧૨] હો ગુજરી ગોકુરની
મોટા ઝોટા દીયાન હો ગુજરી ગોકુરની
ભાના[૧૩] લઇને ચાલી હો ગુજરી ગોકુરની
પછણે બેન[૧૪] પરાણા ચાપટ્યાન[૧૫] હો ગુજરી ગોકુરની
ઉભે બજારે[૧૬] વાયગા હો ગુજરી ગોકુરની
ઉભે સેરે[૧૭] નાઠી હો ગુજરી ગોકુરની
પાંચ કોતેજે[૧૮] કુદી હો ગુજરી ગોકુરની
રળતી રળતી ઘેર આવી હો ગુજરી ગોકુરની

૪

ખાળી કોતળ ગાયા ચરન તાંય ચીમાય[૧] ચીતા વાઘર[૨] લો
ગાવે કયા ગોરીંબા ગોવારીએ પાડી બુમ રે લો
એકા પાંગ્યા[૩] ટાંટીઆ બીજા પાંગ્યા આય રે લો

૫

[૧]કંજર [૨]ફીફી કાળે રે કંજરીઉ
સાસુએ મોઇર ને ઓવે[૩] વધાઇર
કંજર મુઓ મઇએ[૪] રે કંજરીઉ
કંજર ડોલા કાળે રે કંજરીઉ
ભાણામે બેસી કંજર ઓઇડું
કંજર મુઓ મઇળે રે કંજરીઉ

---

૮ પાલું, વાંસનું થાય છે. ૯ પડી. ૧૦ સુપડે. ૧૧ ઝાટક્યા. ૧૨ દળ્યા. ૧૩ ભાતુ. ૧૪ બે ૧૫ ઝાપટ્યા, માર્યાં. ૧૬ બરડે. ૧૭ છેડે, રસ્તે. ૧૮ કાતરાં.

૧ સંતાયો. ૨ વાઘ. ૩ ભાગ્યા.

૧ એક જાતનો છોડ. ૨ કણુઝી. ૩ વહુએ. ૪ મરડે.

# જૈન સાહિત્ય

(રા રા મનસુખ વિ કીરતચંદ મહેતા)

**માન્યવર પ્રમુખ સાહેબ, નામદાર મહારાણિ નંદકુંવરબા**
**તથા અન્ય સન્નારિયો અને સજ્જનો.**

"**જૈન સાહિત્ય**"—એ અગે કાઇ નિવેદન કરવા આપ સમક્ષ ઉભો થયો છુ આ વિષયને બે ભાગમા વેંચી નાખેલ છે એક પ્રકરણમા ગુજરાતી અને સસ્કૃત-પ્રાકૃત જૈન સાહિત્યનું દિગ્દર્શન છે, ત્યારે બીજા પ્રકરણમા "ભાષાવિવેક" મુખ્યત છે

જૈન સાહિત્યે સંસ્કૃત, પ્રાકૃત, ગુજરાતી, તેલુગુ વગેરેને જબરો આધાર આપ્યો છે, અને તે તે ભાષામા એ સાહિત્ય ઘણુ ખેડાયુ છે, એ વિદ્વાનોને હવે સુપ્રતીત થયુ છે ગુજરાતી સાહિત્યને જૈન સાહિત્યે કેવુ સારુ પોષણ આપ્યુ છે, તે અમે અમારા બીજી પરિષદ્ના નિબધમા જણાવ્યુ હતું સદ્ગત શ્રી ગોવર્ધનરામ ત્રિપાઠી તથા રા રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ આદિ નામાંકિત ગુર્જર વિદ્વાનોએ જૈન સાહિત્યે બજાવેલી ગુજરાતી સાહિત્યની તેમજ સામાન્ય સાહિત્યની સેવા પરમ પ્રમોદ ભાવે પીછાણી છે, એવા જૈન સાહિત્ય અગે અત્રે કાઇ નિવેદન કરૂં તે સાહિત્યરસિકોને લાભ- આનદનુ કારણ થશે આપ કેવળ સાહિત્ય પ્રેમની ખાતર એ પર અમૃતદૃષ્ટિ ફેરવશો એવી વિજ્ઞપ્તિ પૂર્વક આ વિષય પ્રારભુ છુ

## ક—ગુજરાતી વિભાગ —

**ગુજરાતી ભાષાનો જન્મ જૈનોથી થયો છે?** આવો એક અસ્વાભાવિક પ્રશ્ન ચર્ચાતો શ્રુત થાય છે અમને આ પ્રશ્ન કેવળ અસ્વાભાવિક લાગે છે એ પ્રશ્ન કેમ ઉદ્ભવે એ સમજાતુ નથી એક ભાષાનો જન્મ તે ભાષાથી વ્યવહરનારાથી છે, એ વાત સર્વ કોઇ કબૂલ કરશે ભાષાથી વ્યવહરનારા જૈનો હોય, અને જૈનેતર બીજાઓ પણ હોય આ બન્નેમાથી કોઇ પણ એવો અકુદરતી દાવો ન કરી શકે, કે અમારાથીજ આ ભાષાનો જન્મ થયો બને પક્ષ એવો દાવો કરી શકે, કે આ પ્રકારે આ ભાષાને અમે યથાયોગ્ય પોષણ આપ્યુ એટલે ગુજરાતી ભાષાનો જન્મ જૈનોથી છે, કે બીજાઓથી એ કૃત્રિમ ચર્ચાને કોરે ગણી, અત્રે અમે જૈન સાહિત્યે ગુજરાતી તથા તેના આધારભૂત અન્ય સસ્કૃત-પ્રાકૃત સાહિત્યને કેવા પ્રકારે પોષણ આપ્યુ, આધાર આપ્યો, વિકાસ-વૃદ્ધિ-શુદ્ધિમા હિસ્સો આપ્યો એ નિર્પક્ષપણે બતાવશુ

બીજો એવો પ્રશ્ન ઉઠી શકે, કે **ગુજરાતી લેખનની શરૂઆત જૈનોએ કરી કે બીજાઓએ?** આનો યથાયોગ્ય આનુમાનિક નિર્ણય આપી શકાય, પણ તે નિર્ણય સંપૂર્ણ વજ્રલેપ સત્યરૂપ તો નહિજ, કેમકે ભાવિકાળે વિશેષ સબળ પુરાવા મળે, તો એ નિર્ણયને તિલાંજલિ દેવીજ પડે પ્રસ્તુત પ્રશ્નના સમાધાનમા કાળક્રમમા કોનુ સાહિત્ય પ્રથમ લખાયુ, (*chronologically*) એ આપણે તપાસવુ પડશે, અને એના ઉત્તરનો આપણો મદાર એ ઉપર રહેશે જો આપણને અચુક એમ જણાય, કે ગુજરાતી લેખિત સાહિત્ય કાળક્રમમા જૈનોનું પહેલુ છે, તો ગુજરાતી લેખનારંભનું માન જૈનોને મળશે એમ છે કે નહિ એ આપણે આગળ તપાસશુ

**ત્રીજો પ્રશ્ન એ ઉઠી શકે, કે જૈનોએ કે જૈનેતર બીજાઓએ ભલે ગુજરાતી લેખનારંભ કર્યો; પણ એ ગુજરાતી લેખનમાં સાહિત્ય યોગ્ય લેખન અને સાહિત્યના એક અંગ કાવ્ય લેખનની આદિ કોનાથી થઇ? જૈનોથી કે બીજાથી?** આ ત્રણે પ્રશ્નોની આપણે સમાલોચના કરીએ

પ્રશ્ન (૧) **ગુજરાતી ભાષાનો જન્મ જૈનોથી છે?** આ પ્રશ્ન નિરર્થક અસ્વાભાવિક હોઇ, એનો જવાબ આપી શકાય એમ નથી શરૂઆતમા જ જણાવ્યુ છે કે કોઇ સંપ્રદાય એવો દાવો ન કરી શકે, કે આ ભાષાનો જન્મ અમારાથી જ થયો.

પ્રશ્ન (૨) **ગુજરાતી લેખનની શરૂઆત જૈનોએ કરી?** આ પ્રશ્ન પણ એક દેશે કૃત્રિમ છે, તથાપિ તેનો આપણે સાધાર નિર્ણય શોધીએ ગુજરાતીમા લખવાની શરૂઆત શ્રી કૃષ્ણના પરમભક્ત શ્રી નરસિંહ મહેતાથી થઇ એવી પ્રચલિત માનીનતા છે આ ભક્ત કવિ વિ૦ સ૦ સોળમી સદીમા થયા એવુ મનાય છે આ કવિની પહેલા ગુજરાતીના લેખકો ન હોય એવુ તો માની શકાય એમ નથી, હોવા જ જોઇએ, અને તે જૈનો હોય અને જૈનેતર બીજાઓ પણ હોય જૈનેતર બીજાઓ છે કે નહિ એની અમને ખબર નથી પણ શ્રી નરસિંહ મહેતાની પૂર્વે એક સૈકા લગભગમા ગુજરાતી ભાષામાં લખનારા જૈન લેખકો થયા છે, એ તો સાધાર કહી શકાય એમ છે, જે આગળ બતાવીએ છીએ જો શ્રી નરસિંહ મેહતાની પહેલા જૈનેતર બીજા લેખકો ન હોય (જે માની શકાય એમ નથી) તો ગુજરાતી લેખનની આદિ જૈન લેખકોથી થઇ એમ માનવામા વાંધો નથી

પ્રશ્ન (૩) **ભલે જૈન લેખકોથી ગુજરાતી લેખનની કદાચ આદિ થઇ, પણ એ લેખન સાહિત્ય યોગ્ય વર્ગમાં આણી શકાય એવુ છે? એ લેખનનાં કવનને કાવ્ય વર્ગમાં ગણી શકાય એમ છે?** આનો ઉત્તર વિચારીએ ગુજરાતી કાવ્યની શરૂઆત શ્રી નરસિંહ મહેતાથી થયેલી ગણાય છે, અને

એના સુરસિક, ભક્તિરસ ભર્યા, સહજ હૃદયમાથી સ્ફુરી આવેલા કાવ્યો જોતા, તેમ જ આ કવિની પહેલાનું ગુજરાતી કાવ્ય સાહિત્ય નહિ મળેલ હોવાથી આ કવિથી ગુજરાતી કાવ્યની શરૂઆતની ગણના થઇ એ યથાર્થ જ છે પણ આ ભક્ત કવિ પહેલા પણ ગુજરાતી લેખકો થયા છે, એવુ અમારૂં માનવુ છે, જૈન લેખકો તો છે જ; અને બીજા પણ હોય, જે શોધખોળથી પ્રસિદ્ધિમા આવવા યોગ્ય છે હવે આ જૈન લેખકના લેખો સાહિત્યમા અને તેમા પણ કાવ્યસાહિત્યમા ગણાવા યોગ્ય છે'કે કેમ એનો સમતોલ નિર્ણય શિષ્ટ મધ્યસ્થ સાક્ષરોએ કરવાનો છે એ જૈન લેખકોના નામ, તેઓની પદ્યાત્મક કૃતિ, કૃતિની મિતિ વગેરે આગળ જણાવીએ છીએ

(૧) વિ૦ સં૦ **૧૪૧૨** મા શ્રી ઉદયવત (વિજયભદ્ર) નામના જૈન આચાર્યે શ્રી **ગૌતમ સ્વામીનો** રાસ રચ્યો છે મુદ્રિત થયેલો આ રાસ નાનો છે, બાકી પ્રાચીન ગુજરાતીમા ગણવા યોગ્ય છે, અને તે પ્રૌઢ, સરળ અને રસિક છે, જે જિજ્ઞાસુ વાચનારને સહેજે પ્રતીત થાય એમ છે એમા જૈનોના ચરમ તીર્થનાથ શ્રી મહાવીરદેવે સર્વ વેદવિદ્ ગૌતમગોત્રીય શ્રી ઇંદ્રભૂતિ આદિને વેદપદોનો પરમાર્થ તથા પૂર્વાપર વિરોધ રહિત અર્થ સમજાવી પોતાના શિષ્યપદે સ્થાપ્યા આદિનો અધિકાર છે આને તથા આ અરસામા રચાયલા બીજા રાસોને સાહિત્યકક્ષામાં ગણવા કે નહિ એ સાહિત્યના લક્ષણાદિ જાણનારા મધ્યસ્થ પરીક્ષકનુ કામ છે અમે જૈન હોવાથી, (સંપ્રદાય ભેદે આ ભેદ વ્યવહાર હેતુએ રાખ્યો છે, બાકી અમે અને આપણે એક જ છીએ, ઐક્યતામા જ આપણું ગૌરવ અને કલ્યાણ છે, સંપ્રદાય ભેદ પણ ન ઘટે) અને આ રાસોના લેખકો પણ જૈન હોવાથી દષ્ટિરાગ કે દર્શન મોહના દોષના ભયને લઇ અમારે કેવળ તટસ્થ રહેવુ યોગ્ય છે

(૨) બીજો રાસ પણ એ જ અરસામા એ જ લેખકે શ્રી **હંસ-વૃચ્છનો** ઔપદેશિક ચરિત્રાત્મક લખેલો છે ઘણુ કરી એ પ્રસિદ્ધ થયો નથી

(૩) ત્રીજો રાસ પણ એ જ અરસામા એ જ લેખકે **શીલરાસ,** એ નામે રચ્યો છે, આ પણ ઘણુ કરી પ્રસિદ્ધ નથી થયો આમા સત્શીલ, સદ્દર્શન, બ્રહ્મચર્યાદિના મહિમાયુક્ત બોધ છે

(૪) ચોથો રાસ વિ૦ સં૦ **૧૪૧૩** મા કકડીયા ગામમા કોઇ શ્રી **હર-સેવક** નામના જૈન સાધુએ ચાતુર્માસમા લખેલો શ્રીમતી મદનરેખા (મયણરેહા)નો છે આમા કઇ કઇ મરૂભૂમિની ભાષાની છાયા આવે છે, પણ સામાન્ય વલણ ગુજરાતીનું છે આ રાસ નાનો છે, મુદ્રિત થયો છે એમા દાન, શીલ, ભક્તિ આદિના સદુપદેશયુક્ત શ્રી મદનરેખાનુ ચરિત્ર છે

(૫) પાંચમો રાસ **આરાધના રાસ** એ નામે શ્રી સોમસુંદરસૂરિએ વિ. સં. **૧૪૫૦** ના અરસામાં લખ્યો છે. આ રાસમાં મરણોન્મુખ જીવને મરણકાળ સુધારી લેવાના, દુષ્કૃતની આલોચનાપૂર્વક નિંદા-ગર્હાના, સુકૃતની અનુમોદનાના, જીવમાત્ર પ્રતિ મૈત્રીભાવ રાખવાના, પ્રાણીમાત્ર પ્રતિ અપરાધ ક્ષમવા-ક્ષમાવવાના, સદ્દેવ-સદ્ધર્મ આદિનાં શરણના-એ વગેરેના દશ અધિકારોનું ઔપદેશિક વર્ણન છે

(૬) છઠ્ઠો રાસ **શાંતરાસ** એ નામે વિ સ **૧૪૫૫** મા કે એ અરસામાં ઉપર જણાવેલા શ્રી સોમસુંદરસૂરિના શિષ્ય શ્રી મુનિસુંદરસૂરિએ રચ્યો છે. આ મુનિ **સહસ્રાવધાની** હતા; સ્તંભતીર્થ (ખંભાત) ના નવાબ દરબારખાએ એમને **વાદીગોકુલષંઢ** એવું નામ આપ્યું હતું, અને દાક્ષિણાત્ય રાજાએ એમને **કલિસરસ્વતિ** એવું બિરુદ દીધું હતું; એમણે શ્રી **અધ્યાત્મકલ્પદ્રુમ** નામે અધ્યાત્મમુખ્ય સંસ્કૃત કાવ્ય રચેલું મુદ્રિત થયું છે; તેના અનુવાદરૂપ આ શાંતરાસ પોતે જ કરેલો છે. આ રાસ ભાષામાં પ્રાચીન છે; એમાં ગદ્ય ભાગ પણ છે નવ રસ પૈકી નવમો શાંતરસ આમાં પ્રધાનપણે છે.

વિ. સ. પંદરમી સદીમાં રચાયલા આટલા રાસો મળી આવ્યા છે. શોધખોળથી વિશેષ પણ કદાચ મળી આવે. શ્રી નરસિંહ મહેતા વિ સ. સોળમી સદીમાં થયા; એટલે તેની પહેલાં એક સૈકામા રચાયેલા આ રાસોની વાત થઇ, ત્યાર પછી સોળમી સદીના પ્રારંભથી ચાલુ સદીના પ્રારંભ સુધીમા ગુજરાતીમાં લખાયલા જૈન રાસો ઘણા દેખાશે. એ રાસો ઉપરાંત ચરિત્રો, આખ્યાયિકાઓ, ચતુષ્પાદિકા, ઢાળો, આધ્યાત્મિકઔપદેશિક સઝાયો (સ્વાધ્યાય), ભક્તિનાં પદો, સ્તવનો વગેરે પણ કવિતારૂપે ઘણાં છે, જેની જૈનેતર બીજા કવિઓનાં ભક્તિપદો, કીર્તનો, ચોપાઇઓ, છપ્પા, આધ્યાત્મિક ઔપદેશિક કવિતાઓ આદિની પેઠે સાહિત્યમા અને તેમા પણ કાવ્યસાહિત્યમાં ગણના કરવી કે નહિ, એ મધ્યસ્થ સાહિત્યવેત્તાઓનુ કામ છે લગભગ ૩૭૦ ગુજરાતી જૈન રાસોની એક યાદી*-નામ, કર્તાનાં નામ, અને રચાયાની મિતિ સાથેની,-છાપેલી આ લેખના પ્રાંતે ટાંકી છે; તે ગુજરાતી કાવ્ય સાહિત્યના અભિલાષીને ઉપયોગી થશે આ યાદીમાના રાસોની કોઇ કોઇની રચાયાની મિતિ મળી શકી નથી, કોઇ કોઇના કર્તાના નામ પણ નથી મળ્યા. એ રાસોમાથી લગભગ ૪૫ રાસો ચારસો-પાચસો વરસના એટલે વિ. સ. ૧૪૦૦ થી ૧૫૭૦ સુધીમા રચાયલા છે. લગભગ ૮૦ મુદ્રિત થયા છે. એ રાસોની પ્રથમ દર્શને પ્રતીત થતી ઉપયોગિતા આદિ અત્રે ટાંકવું ઉપયોગી થશે —

* આ યાદી આ સંગ્રહમા સામેલ કરવામા આવી નથી

મંત્રીઓ

(૧) આ રાસોમાંનો કેટલોક ભાગ, (અ) ગુજરાતનો ઇતિહાસ નક્કી કરવામાં, (દાખલા તરીકે કુમારપાળ વસ્તુપાળ, જગડુ આદિનો), (બ) ગુજરાતી ભાષાના અવતાર-વિકાસ-વૃદ્ધિના શોધનમાં, (ક) પ્રાચીન ગુજરાતીના નમુના માટે, (ડ) હાલની સંસ્કારી ગુજરાતી ભાષામાં અપરિચિત નવા પણ ઉપયોગી શબ્દોનું ભંડોળ વધારવામાં, અને (ફ) ગુજરાતી ગદ્ય-પદ્ય લખવાની શરુઆત જૈન લેખકોએ કે બીજાએ કરી એ નક્કી કરવામાં ઉપયોગી થાય એમ છે.

(૨) શ્રી હીરવિજયસૂરિ, વિજયતિલકસૂરિ આદિના રાસોથી જૈન આચાર્યોનાં ચરિત્ર-ઇતિહાસ ઉપર પ્રકાશ પડી શકે એમ છે.

(૩) રાસોના મ્હોટા ભાગને છેડે પ્રશસ્તિ આપેલી છે; તેમાં પ્રાયઃ ત્રણ ચાર પેઢીનાં નામ છે; જેથી જૈન સાધુઓના વંશ-વૃક્ષ નક્કી કરી શકાય એમ છે. જુદા જુદા ગચ્છોની પટ્ટાવલિઓમાં તો શ્રી સુધર્માસ્વામીથી (વિ. સં. પૂર્વે ૪૭૦ વરસથી) પટ્ટાવલિ લખાઇ ત્યાં સુધીના તે તે ગચ્છના પટ્ટાધીશ આચાર્યોનાંજ નામ-તિથિ છે, ત્યારે આ રાસોની પ્રશસ્તિ ઉપરથી બીજા સાધુઓનાં નામ-તિથિ-વંશ નક્કી થઇ શકે એમ છે; જે આ દિશાએ કામ કરનાર ઇતિહાસકારને ઉપયોગી થવા યોગ્ય છે.

(૪) બધા રાસોનો અંતિમ હેતુ (આતર્ હાર્દ) ધર્મ ઉપદેશનો છે; દાન-શીલ-તપ-ભાવમુખ્ય વ્યવહારધર્મ ઉપદેશવાનો છે. અમુક નાયકનાં ચરિત્રગુંથનરુપે દાખલા દષ્ટાંતદ્વારાએ લેખકોએ એ ઉપદેશને બહુ રસમય અને આકર્ષક કર્યો છે.

(૫) એ રાસોમાંથી સદ્બોધક ટુચકા અને રસિક સુબોધયુક્ત કાવ્યકણિકાઓ જુદાં તારવી શકાય એમ છે; અને એવાં જુદાં તારવી કાઢેલાં કાવ્યકણોને ગુજરાતી ભાષાના "રત્નભાંડાગાર" નામ પુસ્તકરૂપે યોજી શકાય એમ છે.

(૬) કેટલાક રાસોમાથી લેખકોનાં બુદ્ધિવૈભવ, કાવ્યચમત્કૃતિ અને અલંકાર સુક્તવાણી જોઇ સહૃદય વાંચકને આનંદ મળે એમ છે.

(૭) એ રાસો ઉપરથી એ રાસોના વસ્તુ-પાત્રને અનુસરી, એ રાસોનો શુદ્ધ ધર્મ ઉપદેશરૂપ અંતિમ હેતુ લક્ષમા રાખી, વર્તમાન શૈલીએ શુદ્ધ સંસ્કારી ભાષામાં કોઇ શિષ્ટ લેખક નવલકથા લખે, તો સદ્ધર્મની તથા ગુજરાતી ભાષાથી વ્યવહરનારની જબરી સેવા બજાવાય એમ છે; મોટી નિર્જરા તથા પુણ્યબંધનું કારણ છે.

(૮) આ ધ્યાનમાં રાખવાનુ છે કે રાસોના લેખકોએ રાસો ગુજરાતી ભાષા અથવા કાવ્ય ચમત્કાર અર્થે નથી લખ્યા, પણ ગુજરાતી ભાષાનો ઉપયોગ કરનારાઓને સદ્ધર્મ ઉપદેશવા અર્થે લખ્યા છે, એટલે કવચિત્ કવચિત્ ભાષાડંબર કે કાવ્ય-

ચમત્કૃતિ વિનાની સાદી ભાષા માલુમ પડે, તેથી ભણેલાઓએ ( Pedants ) મુખ મચકોડવાનું નથી; તેથી એ રાસોની કીંમત કાંઇ ઓછી નથી થતી; સારશોધક સહૃદય વિદ્વાનોએ તો એ રાસોના આંતર્ હાર્દ ઉપર, અંતિમ હેતુરૂપ સદુપદેશ ઉપર નજર ફેરવવાની છે. કાવ્યચમત્કૃતિ વિનાની સાદી ભાષામાંથી પણ જિજ્ઞાસુ ભાષાશાસ્ત્રીને અવનવું શિખવાનું મળે એમ છે.

(૯) આ પણ લક્ષમાં રાખવાનું છે કે ભાષાની કીંમત તે ભાષાનો ઉપયોગ કરનારાને લઇને છે; ભાષાનો ઉપયોગ કરનારા ન હોય તો તે ભાષા મૃતવત્ છે; અને મૃતવત્ ભાષામાં ગમે તેવા ભાષાડંબર-કાવ્યચમત્કાર હોય પણ તે સામાન્ય જનસમૂહને તો નકામા પ્રાય છે. શ્રી **સિદ્ધસેન દિવાકરની** સમયને નહિ છાજતી સંસ્કૃત ભાષા અને **વૃદ્ધવાદીની** સમયોચિત સરળ પ્રાકૃત ( પ્રકૃતજનને man on the spot અનુસરતી) ભાષા,—આ બેમાંથી કઇ કારગત (વિજયી) થઇ એ વાર્તા સુપ્રસિદ્ધ છે. આ ઉપરથી કહેવાનું કે પ્રસ્તુત રાસો કોના અર્થે લખવામાં આવ્યા છે, તે ઉપર તથા તેમાંના ઉપદેશ ઉપર દૃષ્ટિ રાખવામાં આવે તો રાસોની કીંમત અને ઉપયોગિતા એકદમ પ્રતીત થશે; ભલે પછી તે રાસોમાં વાગાડંબર કે કાવ્યાલંકાર ન હોય. ઘણા રાસોમાં રમણીય-મનોજ્ઞ વાગ્વિભવ અને કાવ્યાલંકાર આદિ છે; તથાપિ બધામાં ન હોય તેથી તેમને **પ્રેમાનંદાદિનાં** કાવ્યો સાથે રસાલંકાર-વાગ્વિલાસ આદિની સરખામણીમાં તરછોડી કાઢી તેની ગણના ન કરવામાં આવે એ અંગે આ લખ્યું છે.

(૧૦) આ પણ ધ્યાનમાં રાખવાનું છે, કે આ રાસોના લેખકો પ્રાયઃ સાધુ હતા; ઘરબારત્યાગી સ્વપરહિત અર્થે ઉદ્યમ કરનારા સાધુ હતા; અને એથી એ રાસો લખવાનો મુખ્ય હેતુ જનહિત તથા સદ્ધર્મ સેવા સાથે સ્વકર્મની નિર્જરાનો હતો.

(૧૧) આ રાસોમાંનો કેટલોક ભાગ છપાઇ ગયો છે; પણ એ મુદ્રિત થએલામાંનો કેટલોક ભાગ એવો અશુદ્ધ અને ચિથરીઓ છે, કે તેને ફરી છપાવવાની જરૂર છે; માટે આ બધા રાસોનો સમૃદ્ધ ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થયેલાં **"પ્રાચીન કાવ્યમાળા"** અથવા **"બૃહત્કાવ્યદોહન"**ની શૈલીએ **"પ્રાચીન જૈન કાવ્યમાળા"** અથવા **"જૈન કાવ્યદોહન"** રૂપે છપાવવામાં આવે તો ગુજરાતી સાહિત્યનું ગૌરવ વધારનારા સંખ્યાબંધ ગ્રંથો ( volumes ) થઇ શકે એમ છે, એટલુંજ નહિ પણ તેથી સદ્ધર્મ સેવાનો, ગુજરાતી સાહિત્ય વૃદ્ધિનો, અને ગુજરાતી સાહિત્યનો લાભ લેનારા ઉપર ઉપકારનો અને પરિણામે નિર્જરાનો મહાન્ લાભ છે.

(૧૨) જૈન લેખકો તથા અન્ય લેખકો વચ્ચે કેવી સ્પર્ધા ચાલતી, કેવાં અન્યોન્ય અનુકરણ થતા, તથા કેવા લેખચોરી ( Plagiarism ) અથવા વસ્તુચોરી થતાં એ પણ કોઈ કોઇ રાસો ઉપરથી સમજવા યોગ્ય છે.

(૧૩) કેટલાક રાસો તો એકને એક વિષયના હોવા છતાં જુદી જુદી રીતે જુદા જુદા લેખકોએ જુદા જુદા લખાયેલા માલૂમ પડશે.

(૧૪) આ રાસોની યાદી ઉપરથી ગુજરાતીના શતકવાર જૈન લેખકો સંબંધી ઉલ્લેખ કરવાની, નિબંધ લખવાની સરળતા થશે.

અત્યાર સુધી વાત રાસોની થઇ. એ ઉપરાંત પ્રાકૃત તથા સંસ્કૃત જૈન કાવ્યાદિ સાહિત્ય અંગના ગ્રંથોના ગુજરાતી ભાષામાં જે અનુવાદ થયા છે, તેને પણ જો ગુજરાતી સાહિત્યમાં ગણવામાં આવે, તો તે વિભાગ પણ ઘણો મોટો થવા જાય છે. થોડાં નામ–સાહિત્યનાં જુદા જુદા વર્ગોરૂપે, કર્ત્તાનાં નામ, રચના, મિતિ, શ્લોક-સંખ્યા, ભાષાંતરકારનાં નામ, પ્રસિદ્ધ કરનારનાં નામ, તથા તે ગ્રંથમાં શું છે એની ટુંક નોંધ એ આદિરૂપે આપશું.

**(૧) ચરિત્રાત્મક ઐતિહાસિક વિભાગઃ—(History)**

(क) **ત્રિષષ્ટિ શલાકા પુરુષ ચરિત્રઃ**—આ મૂળ ગ્રન્થ વિ. સં. બારમી સદીમાં થયેલા સુપ્રસિદ્ધ જૈન આચાર્ય શ્રી હેમચન્દ્રસૂરિએ સંસ્કૃત કાવ્યરૂપે ૩૪૦૦૦ શ્લોક પુર રચ્યો છે. તેમાં આ અવસર્પિણી કાળના ત્રીજા–ચોથા આરામાં થએલા વર્ત્તમાન ચોવિશ તીર્થંકરો, બાર ચક્રવર્તી, નવ વાસુદેવ આદિ શલાકા પુરુષોનાં ચરિત્રો છે; જે જ્ઞાન સાથે આનંદપૂર્વક વાંચવા યોગ્ય છે. આનું ગુજરાતી ભાષાંતર શ્રી ભાવનગર જૈન ધર્મપ્રસારક સભા તરફથી પ્રસિદ્ધ થયું છે.

(ख) **પાંડવ ચરિત્રઃ**—આ મૂળ ગ્રન્થ વિ૦ સં૦ તેરમા શતકમાં થયેલા મલધારી શ્રી દેવપ્રભસૂરિએ ૧૦૦૦૦ શ્લોકપુર કાવ્યરૂપે સંસ્કૃતમાં રચ્યો છે. આ એક **"જૈનીય મહાભારત"** નો ગ્રન્થ છે. તેનુ ભાષાંતર પણ પ્રસિદ્ધ થયું છે.

(ग) **રામાયણઃ**—આ **"જૈન રામાયણ"** રૂપે ઓળખાતો (क) નો એક ખંડ છે. આ ત્રણે (क), (ख) (ग) થી શ્રીરામ પાંડવાદિ અંગેની માનીનતામાં જૈનો અને બીજાઓમાં શું તફાવત છે, એ સારી રીતે સમજવા યોગ્ય છે.

(घ) **દ્વાશ્રયઃ**— આ દ્વિઅર્થી સંસ્કૃત કાવ્ય ૩૦૦૦ શ્લોકપુર શ્રી હેમચંદ્રાચાર્યે વિ. સં બારમી સદીમાં રચ્યું છે. એમાં એક અર્થ લેતાં ગુર્જર નૃપ કુમારપાળ આદિનાં ઐતિહાસિક ચરિત્રો અને બીજો અર્થ લેતાં વ્યાકરણ સૂત્રો સમજાય એવો એ દ્વિઅર્થી શ્લેષાત્મક ગ્રથ [illegible] કીધું છે, ને દ્વાશ્રય એવું નામ આપ્યું છે. મરહુમ પ્રો૦ મણિભાઇએ આના [illegible] કરેલું ભાષાતર પ્રસિદ્ધ થયું છે. પણ આ ગ્રંથ [illegible] ચરિત્રઃ—૮૦૦ શ્લો [illegible] ૩૨ મા ૧૮૦૦૦ શ્લોકપુર ટીકા રચેલી છે; [illegible] ૧૪૩૬ માં રચ્યું છે. આમાં [illegible] છે, તેનું જો ભાષાંતર કરવામાં આવે તો આ મહા [illegible] છે. પરાભક્તિનું સ્વરૂપ [illegible] (અર્થો) સમજાય.

પુરૂષો અને ૫૪ મહા સતીઓનાં [ સીતા, દમયંતી, સુલસા આદિ ] ચરિત્રો છે. રા. રા. મોતીચંદ ઓધવજી શાહે અનુવાદિત કરેલો એ ગ્રંથ પ્રસિદ્ધ થયો છે.

(ઠ) **જગડુ ( જગદ્દેવ શેઠ ) ચરિત્ર**:—૭ સર્ગવાળું ૩૮૮ શ્લોકયુક્ત આ સંસ્કૃત કાવ્ય શ્રી સર્વાનંદસૂરિએ વિ. સં. ચૌદમા સૈકામાં લખ્યું છે. એમાં વિ. સં. ૧૩૧૩-૧૪-૧૫ માં પડેલા વિકરાળ દુષ્કાળ વેળા લોકોને અન્નાદિ વડે જીવિતદાન આપનાર જગડુશાનું તથા ગુજરાતના રાજા વીરધવળ આદિનું, કચ્છ-સિંધ આદિના રાજાઓનું પ્રાસંગિક ચરિત્ર છે. રા. રા. મગનલાલ દલપતરામ ખખ્ખરે કરેલું આનું ભાષાંતર મૂળ સાથે મુદ્રિત થયું છે.

(ડ) **જૈનકુમાર સંભવ**:—૧૨૨૬ શ્લોકપુર આ સંસ્કૃત કાવ્ય શ્રી જયશેખરસૂરિએ વિ. સં. ૧૪૬૨ માં લખ્યું છે, આમાં શ્રી ઋષભદેવ, ભરત, બાહુબલી આદિના અધિકાર છે. એનું ગુજરાતી ભાષાંતર પં. હીરાલાલ હંસરાજે કરેલું પ્રસિદ્ધ થયું છે.

(ઢ) **ગુર્વાવલી**:—૭૬૦ શ્લોકપુર આ પટ્ટાવલી સંસ્કૃતમાં કાવ્યરૂપે શ્રી મુનિસુંદરસૂરિ, જેણે **શાંતરસરાસ** રચ્યાનું આપણે આગાઉ જણાવ્યું છે, તેણે [ શ્રી સુધર્માસ્વામીથી ( વિ. સં. ૪૭૦ પૂર્વે ) પોતાના વખત સુધીના આચાર્યોની ] રચી છે. આ ગુજરાતી ભાષાંતરરૂપે પ્રસિદ્ધ થયેલ છે.

(ણ) **હરિવિક્રમ ચરિત્ર**:—૫૩૫૦ શ્લોકપુર આ સંસ્કૃત કાવ્ય આગમિક શ્રી જયતિલકસૂરિએ વિ. સં. ૧૪૩૬ માં રચ્યું છે. તેનું મરાઠીમાં ભાષાંતર શ્રી ગાયકવાડ સરકાર તરફથી અને ગુજરાતીમાં "જૈન" પત્ર તરફથી પ્રસિદ્ધ થયું છે.

(ત) **સુકૃત સંકીર્તન**:—આ એક હજાર શ્લોકબદ્ધ સંસ્કૃત કાવ્ય ગુર્જર જૈન મંત્રી વસ્તુપાળ-તેજપાળના ચરિત્રરૂપે વિ. સં. ૧૫૦૦ ના અરસામાં શ્રી અરિસિંહ અને અમરસિંહે લખ્યું છે. તેનું ગુજરાતી ભાષાંતર શ્રી ગાયકવાડ સરકાર તરફથી પ્રસિદ્ધ થયું છે. શ્રી ગુર્જર નૃપતિ વીરધવળના પુરોહિત સોમેશ્વરદેવે શ્રી વસ્તુપાળનાં યશોગાનરૂપ "કીર્તિ કૌમુદી" નામનું જે કાવ્ય લખ્યું છે અને જેનું ભાષાંતર રા. રા વલ્લભજી હરિદત્ત આચાર્યે કર્યું છે, તેવો આ ગ્રન્થ છે.

(થ) **સુલસા ચરિત્ર**:—૮૦૦ શ્લોકપુર આ કાવ્ય આગમિક શ્રી જયતિલકસૂરિએ વિ. સં. ૧૪૩૬ માં રચ્યું છે. આમાં શ્રી મહાવીરદેવની પરમ શ્રાવિકા સુલસા સતીનું ચરિત્ર છે. પરાભક્તિનું સ્વરૂપ આ ચરિત્રથી સમજાય એમ છે, ગુજરાતી ભાષાંતર સાથે આ કાવ્ય પ્રસિદ્ધ થયું છે.......ઇત્યાદિ.

## (૨) ન્યાય. (Logic)

(क) **ષડ્દર્શન સમુચ્ચય** —ન્યાય વિષયક આ સંસ્કૃત પદ્યાત્મક ગ્રન્થ માત્ર ૮૭ શ્લોકનો શ્રી હરિભદ્રસૂરિએ વિ સં છઠ્ઠા સૈકામા રચ્યો છે તેના પર વિ સં ૧૪૫૦ ના અરસામા શ્રી ગુણરત્નસૂરિએ ૪૫૦૦ શ્લો પુર "**તર્ક રહસ્ય દીપિકા**" નામની વૃત્તિ રચી છે આમા છએ દર્શનનુ ન્યાયયુક્તિપૂર્વક નિરૂપણ કરી, સ્યાદ્વાદની સિદ્ધિ કરી છે પ્રૉ મણિભાઇએ ભાષાતર કરેલો આ ગ્રન્થ મુદ્રિત થયો છે

(ख) **સ્યાદ્વાદ મંજરી** —આ મૂળ ગ્રન્થ માત્ર ૩૨ સંસ્કૃત શ્લોકનો છે શ્રી હેમચદ્રાચાર્યે "અન્ય યોગ વ્યવચ્છેદ" રૂપે શ્રી મહાવીરદેવની આ ૩૨ શ્લોકોવડે વિ સં બારમી સદીમા સ્તુતિ કરી છે, તેના પર વિ સં ૧૩૪૮ મા શ્રી મલ્લિષેણ સૂરિએ સ્યાદ્વાદમંજરી નામની આ ટીકા લખી છે આમા પણ જુદા જુદા દર્શનોની પર્યાલોચનાપૂર્વક સ્યાદ્વાદની ન્યાયયુક્તિપૂર્વક સિદ્ધિ કરી છે આ ગ્રન્થ બીએ (B A) ના ઐચ્છિક વિષય તરીકે મુબઇ યુનિવર્સિટીએ માન્ય કરી દાખલ કર્યો છે આનુ ભાષાતર હિંદી તથા ગુજરાતીમા થયુ છે

(ग) **અનેકાંત વાદપ્રવેશ** —૭૨૦ શ્લો નો આ સંસ્કૃત ન્યાય વિષયનો ગ્રન્થ શ્રીમદ્ હરિભદ્રસૂરિએ વિ૦ સ૦ છઠ્ઠી સદીમા લખ્યો છે એમા પણ ન્યાયપૂર્વક અનેકાતવાદનુ નિરૂપણ છે આનુ ગુજરાતી ભાષાતર પ્રૉ૦ મણિભાઇએ કરેલ પ્રસિદ્ધ થયુ છે

(घ) **લોકતત્ત્વનિર્ણય** —

> "पक्षपातो न मे वीरे न द्वेषः कपिलादिषु ।
> युक्तिमद्वचनं यस्य कार्यस्तस्य परिग्रहः ॥"

આ યાદગાર સૂત્રો આ ગ્રન્થમા પ્રકાશનાર શ્રી હરિભદ્ર સૂરિએ વિ૦ સ૦ છઠ્ઠી સદીમા ૧૭૦ શ્લોકપુર આ ગ્રન્થ સંસ્કૃત કાવ્યરૂપે પ્રકાશ્યો છે તેનાપર એક સવિસ્તર ટીકા થયેલી છે, તે નાશ પામી હોય કે ગમે તેમ પણ તે હાથ આવતી નથી આ મૂળ ગ્રન્થમા મૂળરૂપે ઋગ્ યજુર્ એ વેદ તથા મનુસ્મૃતિ, ભગવદ્ગીતા આદિના શ્લોકો અવતારી તેનો પૂર્વાપર વિરોધ બતાવી ન્યાય પુરઃસર સદ્દેવનુ નિરૂપણ કર્યું છે આનુ સમૂળ ભાષાતર ભાવનગર જૈ૦ ધ૦ પ્રસારક સભાએ પ્રસિદ્ધ કર્યુ છે ઇત્યાદિ

## (૩) જૈન તત્ત્વજ્ઞાન. (Philosophy)

(क) **તત્ત્વાર્થાધિગમ** —આ મૂળ ગ્રન્થ માત્ર ૨૨૫ શ્લોકપુર સંસ્કૃત સૂત્રરૂપે વિ૦ સ૦ ૨૦૦ સૈકા પૂર્વે (શ્રી વીરાત્ ચોથા સૈકામા) શ્રી ઉમાસ્વાતિ વાચક

(૩૯) આધ્યાત્મિક યજ્ઞમાં આવાયુ જ હોતારૂપ ઋત્વિજ છે. વાયુ જ યજ્ઞ કરે છે અને દેવોનું આવ્હાન પણ એજ કરે છે પરમાત્માના પ્રવાહની પ્રાપ્તિ એ વાયુથી જ થાય છે. પરમાત્માના પ્રવાહનું આવાહન કરે છે, મારે જ એ હોતા કહેવાય છે.

(૪૦) એ વાયુને રત્નધાતમ કહેલ છે. આંતરસૃષ્ટિનાં રત્નો અદ્ભુત છે. સ્નેહ, સત્ય, જીવન, એ બધાં આંતર સૃષ્ટિનાં રત્નો છે. જીવનનો પ્રવાહ વાયુમાંથી જ. વહે છે. વાયુ એ જ જીવન છે. એટલે રત્નધાતમ વિશેષણ સર્વથા યોગ્ય છે.

(૪૧) દેવ શબ્દનો અર્થ (૨૯ થી ૩૧ સુધીના) પરિચ્છેદોમાં, વિચાર્યો છે, વાયુનું સ્વરૂપ પ્રકાશાત્મક છે. એના તેજથી જ બધું તેજવાળું છે. " तेजोमयीवाक् " 'તેજોમય વાણી છે" એવી છાંદોગ્ય ઉપનિષદ્‌ની શ્રુતિ છે. અને અગ્નિનું એ પ્રતિરૂપ છે એજ એનું દેવત્વ સિદ્ધ કરે છે

(૪૨) ભગવદ્‌ગીતાના ૪ થા અધ્યાયમાં જે આધ્યાત્મિક [1] યજ્ઞો ગણાવ્યા છે. તે બધામાં પણ આતરઅગ્નિ વાયુનુ સ્થાન નિયત છે. વાયુ વિના એ યજ્ઞો અશક્ય છે. કારણ કે બધા યજ્ઞોનુ—આધ્યાત્મિક યજ્ઞોનું—લક્ષ્ય પરમાત્મપ્રાપ્તિ છે; અને વાયુ એ પરમાત્મપ્રાપ્તિનુ દ્વાર છે.

(૪૩) આવા યજ્ઞો કરનારનુ હૃદય જાતે પરમાત્મપ્રાપ્તિ કરીને જ સંતુષ્ટ નથી થતું જે આનંદ રસ પોતાને પ્રાપ્ત થયો છે, તે સમગ્ર બ્રહ્માંડમાં રેલાય, ભૂતમાત્ર એ આનંદમાં ડુબી જાય જગત્ પરમાત્માના પ્રકાશથી જ સર્વદા પ્રકાશિત રહે, ભૂમિ ઉપર એવો એક પણ કણ ન રહે કે જે એ પ્રકાશમાં નહાતો ન હોય એવી બળવાન્ ઇચ્છા, આવાં હૃદયમા, સર્વત્ર પ્રજ્વલિત હોય છે આ ઇચ્છામાંથી આધિદૈવિક યજ્ઞનો પ્રભવ થાય છે. આ ઇચ્છાનુ અને આ યજ્ઞનુ મૂળ કારણ પરમાત્મા પોતે જ છે. (૩૭મા) પરિચ્છેદમાં જે કામની આપણે વાત કરી તે કામથી જ પરમાત્મા આ યજ્ઞ કરે છે. પરમાત્માએ પોતાની ઇચ્છાથી સૃષ્ટિને ઉત્પન્ન તો કરી; પણ એમાં જીવન જોઇએ એને માટે " तत्सृष्ट्वा तदेवानुप्राविशत् " (ઉપનિષત્) તે સર્જીને તેમાં અનુપ્રવેશ કર્યો. પરમાત્માએ પોતાનુ જીવન જગતને આપ્યુ.

ત્યારે જ જગત્ સજીવ થયું. આજ એનો યજ્ઞ.

[1] श्रोत्रादीनींद्रियाण्यन्ये सयमाग्निषु जुव्हति
शब्दादीन्विषया नन्य इंद्रियाग्निषु जुव्हति   २६
सर्वाणींद्रियकर्माणि प्राणकर्माणि चापरे
आत्मसयमयोगाग्नौ जुव्हति ज्ञानदीपिते   २७
अपाने जुव्हति प्राणं प्राणेऽपान तथा परे
प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणा :   २९

(૪૪) પુરૂષ સૂક્તમા આ યજ્ઞનું જ વર્ણન છે " यत्पूरुषेणहविषादेवा यज्ञ मतन्वत " "જે પુરૂષરૂપ હવિથી દેવોએ યજ્ઞ કર્યો " પ્રથમ પુરૂષે પોતાનો યજ્ઞ કર્યો, પછી દેવોએ યજ્ઞ કર્યો દેવોને પોતાનુ પુરુષથી ભિન્ન અસ્તિત્વ નથી, દેવોએ, તેથી પુરૂષનો જ યજ્ઞ કર્યો દેવોએ યજ્ઞ કર્યો માટે જ આધિદૈવિક કહેવાય છે "દેવો એ યજ્ઞથી યજ્ઞ કર્યો છે, " यज्ञे नयज्ञमयजन्त देवा " ઋષિઓ પણ દેવોના યજ્ઞની પેઠે યજ્ઞથી યજ્ઞ કરતા માટે જ કહ્યું છે કે 'तानिधर्माणिप्रथमान्यासन्' 'ધર્મો પહેલા હતા ' ભગવદ્ગીતામાં આના યજ્ઞ વિષે કહ્યું છે કે "ब्रह्माग्नी अपरे यज्ञं यज्ञे नैवोपजुह्वति" "બીજાઓ બ્રહ્માગ્નિમાં યજ્ઞથી યજ્ઞનો હોમ કરે છે આ બ્રહ્માર્પણ એજ યજ્ઞનો પ્રાથમિક વિધિ છે ઋક્સંહિતાનુ એક બીજુ સૂક્ત પણ આ યજ્ઞરૂપે સૃષ્ટિની ઉત્પત્તિનું વર્ણન કરે છે—

> योयज्ञो विश्वतस्तन्तुभिस्तत एकशतदेकशत देव कर्मेभिरायत
> इमेवयति पितरोय आवयु प्रवयापवयो त्यासते तते (મ ૧૦ સૂ. ૧૩૦ ઋ ૧)

"જે યજ્ઞ સર્વત તંતુઓથી (આકાશાદિ ભૂતોથી) વિસ્તૃત છે, અને ૧૦૦ (બ્રહ્માના) વર્ષો સુધી દેવ કર્મોથી આયત, (દીર્ઘ થયેલો) છે આ (પ્રજાપતિના પ્રાણરૂપ) પિતૃઓ (વિશ્વને સર્જનાર દેવો) (જેને) રચે છે જેઓ (પિતૃઓ) (સ્વાવયવથી) વ્યાપી રહ્યા છે જીવસૃષ્ટિ અને જડસૃષ્ટિ રચતા, એ દેવો વિસ્તૃત (સત્ય લોક)મા રહ્યા છે ' (સાયણ)

> पुमाँ एनतनुतऽत्कृणत्ति पुमान्वितत्ने अधिना के अस्मिन्
> इमे मयूखा ऽपसेदुरूसद समानिच क्रुस्तसराप्योतवे

"તે આદિ પૂરૂષ પ્રજાપતિ આને વિસ્તારે છે એ પૂરૂષ જ આને વીંટી લીયે છે, આ ઉપરના નાકમા (સ્વર્ગમા) વિસ્તારે છે આ મયૂખો—(રશ્મિરૂપ પ્રજાપતિના પ્રાણભૂત વિશ્વને સર્જનાર દેવો) સદન—(દેવ યજનસ્થાન) પાસે બેઠા છે, અને યજ્ઞરુપ વસ્ત્રને વણવા માટે સામને નીચે પ્રેરે છે '(સાયણ)

આ રીતે પરમ પૂરૂષ પરમાત્માએ, પ્રથમ પોતાનો યજ્ઞ કર્યો એની પાસેથી દેવો શીખ્યા અને દેવોએ યજ્ઞ કર્યો અને દેવો પાસેથી ઋષિઓ યજ્ઞ કરતા શીખ્યા કોઇ પણ દેશના કોઇ યજ્ઞનું તત્વ તપાસશે તો સમષ્ટિને ઉદ્દેશીને કોઇક જાતના સ્વાર્પણનો મૂળ પાયો અવશ્ય દૃષ્ટિએ પડશે પંચમહાયજ્ઞમા પણ એજ દેખાય છે ભગવદ્ગીતામા પણ એજ ઉદેશ બતાવ્યો છે —

> यज्ञ शिष्टाशिन सतोमुच्य ते सर्वकिल्बिषैः
> भुजते ते त्वघपापाये पचत्यात्म कारणात्

"યજ્ઞનું અવશેષ ખાનારા સંતો સર્વે પાપમાંથી મુક્ત થાય છે. જેઓ પોતાને માટે રાંધે છે તેઓ પાપ ખાય છે.- પોતાને માટે ન ખાવું એજ યજ્ઞનું રહસ્ય છે.

(૪૫) "યજ્ઞના પુરાહિત, હોતારૂપ ઋત્વિજ, રત્નધાતમ અગ્નિ દેવને સ્તવું છું" જે દેવોના યજ્ઞના દષ્ટાંતથી ઋષિઓ અને મનુષ્યો આધ્યાત્મિક યજ્ઞથી પોતાને પ્રાપ્ત થયેલ પરમાત્માની કૃપાનો લોકો માટે ઉપયોગ કરે છે; અને એ રીતે દેવોના યજ્ઞમાં પોતા તરફથી યથાશક્તિ આહુતિ અર્પે છે તે દેવોના યજ્ઞના પુરાહિત અગ્નિ દેવ છે. જેમ ભૌતિક સૃષ્ટિમાં કોઇ પણ ક્રિયા ભૌતિક અગ્નિની કોઇક સ્વરૂપમાં હાજરી સિવાય, થતી નથી તેમ ભૌતિક સૃષ્ટીની પાછળ એના જીવનરૂપે રહેલી આધિદૈવિક સૃષ્ટિમાં પણ અગ્નિ દેવની હાજરી સિવાય કોઇ ક્રિયા થતી નથી. દેવોની સર્વ ક્રિયાઓ યજ્ઞરૂપ જ હોય છે. યજ્ઞ સિવાય દેવોને કર્મનો બીજો ઉદ્દેશ નથી. ભગવાન્ કૃષ્ણે તો અર્જુન માટે કહ્યું છે કે "यज्ञार्थात्कर्मणोन्यत्र लोकोय कर्म बधनः;" "યજ્ઞાર્થ કર્મ સિવાય કર્મ લોકને બંધન રૂપ છે" આ વાત સર્વે મનુષ્યોને માટે-સત્ય છે. દેવોનો બ્રહ્માર્પણ રૂપ યજ્ઞ સર્વદા ચાલ્યા જ કરે છે. આ સ્થૂલ જગતની નિયમિત ગતિ એથીજ છે માટે જ એ યજ્ઞને ઋત કહે છે. દેવોના યજ્ઞમાં અગ્નિ પુરોહિત છે તેથી સર્વ દેવો કરતાં અગ્નિને તો વિશેષ બ્રહ્માર્પણ કરવાનું. બીજા દેવોનું જીવન અદૃષ્ટ રીતે વહ્યા કરે છે અને જે ગ્રહણ કરે તેને જ મળે છે. અગ્નિનું જીવન તો પદાર્થ માત્રમાં એની ઇચ્છા હોય કે ન. હોય તો પણ વહ્યા કરે છે આવાં બ્રહ્માર્પણથીજ એ પુરોહિત કહેવાય છે

(૪૬.) અગ્નિ જ દેવોના યજ્ઞમાં હોતારૂપ ઋત્વિજ છે અગ્નિદ્વારા જ પરમાત્માનો જીવનપ્રવાહ દેવોમાં વહ્યા કરે છે, અને અગ્નિદ્વારા જ દેવોમાંથી પ્રાણીઓમાં વહે છે. એટલે એ પ્રવાહને આવ્હાન કરનાર હોતા, અગ્નિ બને છે. અગ્નિ જ પુન એ પ્રવાહનો દેવોમાંથી પ્રાણીઓમાં હોમ કરે છે, માટે જ એ હોતારૂપ ઋત્વિજ કહેવાય છે. અગ્નિમાંથી ઋગ્વેદની ઉત્પત્તિ થઇ છે "अग्नेर्ऋग्वेदः" (ઉપનિષદ્) તેથી જ ઋગ્વેદ જાણનાર ઋત્વિજ મંત્રદ્વારા દેવોને આવ્હાન કરવાનું—હોતાનું—કાર્ય કરે છે.

(૪૭.) અગ્નિ રત્નધાતમ છે પરમાત્માનો સ્નેહ એ જ દેવોનાં રત્નો છે. અગ્નિ એ રત્નોનો ધારણ કરનાર ને અર્પનાર છે,

(૪૮.) અગ્નિ દેવ છે. દેવ શબ્દનો અર્થ (૨૯, ૩૦, ૩૧, ૩૨) પરિચ્છેદોમાં કર્યો છે. આગ્ન્યાદિ સર્વે દેવોમાં દેવત્વ સામાન્ય છે. કારણકે એ સર્વ દેવોમાં પરમાત્મામાંથી જ આવે છે અને દેવત્વ લઇ લો તો પછી અગ્નિ વિગેરેમાં કંઇ રહેતું જ નથી. દેવત્વ એ જ એઓનુ અસ્તિત્વ છે. માટે દેવો પરમાત્માથી અભિન્ન છે ઋકસંહિતાના મંડલના ૧૬૪મા સૂક્તમાં મંત્ર છે કે :—इद्र मित्रं वरुणमग्निमाहुरथो दिव्यःस सुपर्णो गरुत्मान् एकं सद्विप्रावहुधा वदन्ति अग्नियमंमातरिश्वानमाहुः ४६. એને ઇંદ્ર કહે છે, મિત્રમ્ કહે છે, વરુણ કહે છે, અગ્નિ કહે છે, પછી એ દિવ્ય ગરુત્માન્ સુપર્ણ (પક્ષી)

होतारं—આ શબ્દ આ રૂપે ૫૯ વખત વપરાણો છે.

रत्नधातमं—આ રૂપે બેજ વાર વપરાણો છે. रत्नधातम: રૂપે એક વખત વપરાણો છે. रत्न શબ્દ ઘણીવાર વપરાણો છે.

આ મંત્રનો આધુનિક વિદ્વાનો ભિન્ન રીતિએ અન્વય લઇને કંઇક ભિન્ન જાતનો અર્થ કરે છે ; સામાન્ય રીતિએ—पुरोहितं, यज्ञस्य देवंऋत्विजं, होतारं, रत्नधातमं अग्निं ईळे.—પુરોહિત, યજ્ઞના દિવ્યઋત્વિજ, હોતા અને રત્નધાતમ અગ્નિને સ્તવું છું; આ અર્થને કેટલાક અત્રત્ય અને પાશ્ચાત્ય વિદ્વાનો સ્વીકારે છે. પરંપરાથી ભિન્ન જાતનો અર્થ કરવાનાં સબળ કારણો નથી.

